# પરોપકારવૃત્તિ

( નીતિશિક્ષણુ પોથી )




અનુવાદકો :

**ભગવાનદાસ નાનાભાઈ મરચંટ**

પ્રિન્સિપાલ, ગો. તે. હાઈસ્કૂલ, મુંબઈ

અને

**નટવરલાલ ભગવાનદાસ મરચંટ, બી. એ. ( ઑનર્સ )**


---


પ્રકાશક :

**શેઠ લખમીદાસ ગો. તેજપાલ,**

વાઈસ પ્રેસિડન્ટ, ગો. તે. ચેરીટીઝ, મુંબઈ.





**૧૯૪૧**

# પરોપકારવૃત્તિ

## ( નીતિશિક્ષણ પોથી )




અનુવાદકો :

**ભગવાનદાસ નાનાભાઈ મરચંટ**, બી. એ.

પ્રિન્સિપાલ, ગો. તે. હાઈસ્કૂલ, મુંબઈ

અને

**નટવરલાલ ભગવાનદાસ મરચંટ**, બી. એ. ( ઑનર્સ ).



પ્રકાશક :

**શેઠ લખમીદાસ ગો. તેજપાલ,**

વાઈસ પ્રેસિડન્ટ, ગો. તે. ચેરીટીઝ, મુંબઈ.





૧૯૪૧

# નિવેદન



નીતિશિક્ષણ માટે આ નાનું પુસ્તક લાહોરની દેવસમાજ તરફથી પ્રગટ થયેલા "અલટ્રુઈઝમ" નામના પુસ્તકનો અનુવાદ છે. અનુવાદ કરવા માટે શેઠ ગોકુળદાસ તેજપાલ ચેરીટીઝના વાઇસ-પ્રેસિડન્ટ શેઠ લક્ષ્મીદાસ ગો. તેજપાલ તરફથી મને સૂચના મળી હતી. આ પુસ્તક પોતાના ખર્ચે છપાવી શેઠ ગોકુળદાસ તેજપાલ ચેરીટીઝની શાળાઓમાં નીતિશિક્ષણ માટે તેનો ઉપયોગ કરવા જે ઉદારતા તેમણે બતાવી છે તે માટે હું તેમનો ઘણો આભાર માનું છું. મારા મિત્ર શ્રી. આત્મારામ, ના. ખાનસાહેબે ( માજી હેડમાસ્તર, પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ ) પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી, ટિપ્પણ તપાસી તથા યોગ્ય સુધારા સૂચવી મને ઉપકૃત કર્યો છે તે માટે તેમનો પણ હું અત્રે આભાર માનું છું. મારા પુત્ર ચી. નટવરલાલ ભ. મરચંટે, બી. એ. ( ઑનર્સ ) અનુવાદ કરવામાં મને ઘણી મદદ કરી છે, તે માટે તેમનું નામ અનુવાદક તરીકે જોડયું છે. નીતિશિક્ષણ માટે દેવસમાજ કેવા પ્રકારનું કાર્ય કરી રહી છે, તે નીચે આપેલો અંગ્રેજી ફકરો વાંચવાથી સ્પષ્ટ સમજાશેઃ—

"The society of the Dev Samaj, Lahore has recently published a very interesting and instructive book on "Altruism" which is written in English and is in the form of a dialogue. This is the first part of the series which the Dev Samaj intends to publish on this subject. The Dev Samaj is a society which is devoted to the moral and higher life-building work of the people of our land. The book records the lessons on the moral teaching which is being imparted by the Dev Samaj in their various schools and colleges. These moral lessons have been

written by Principal P. V. Kanal of R. S. D. College, Ferozepore, who has been a life-worker of the Dev Samaj and the Samaj have very kindly given us permission to publish this translation in Gujarati for the benefit of Gujarati-knowing public."

ગો. તે. હાઈસ્કૂલમાં ચાળીસ વર્ષ થયાં હું શિક્ષણનું કામ કરૂં છું. તેના સ્થાપક દાનવીર શેઠ ગોકુળદાસ તેજપાલ તથા તેમના પૌત્ર શેઠ લક્ષ્મીદાસ ગો. તેજપાલનાં ટૂંક જીવનવૃત્તાંત અનુવાદની આગળ શેઠ લક્ષ્મીદાસની સંમતિ લઇને આપ્યા છે. છેવટમાં લાહોરના દેવસમાજના સંચાલકોએ મજકુર પુસ્તકનો અનુવાદ કરવા માટે પરવાનગી આપી તે બદલ તેમનો આભાર માનું છું.

વૈશાખ શુદ ૩, સંવત્ ૧૯૯૭.
ગો. તે. હાઈસ્કૂલ, મુંબઈ.
} ભગવાનદાસ નાનાભાઈ મરચંટ.

# દાનવીર સ્વર્ગસ્થ શેઠ ગોકલદાસ તેજપાલ

સ્વર્ગસ્થ શેઠ ગોકલદાસ તેજપાલ અનેરી બુદ્ધિવાળા હતા અને હૃદયમાંથી આવતી ખરી કલ્પનાવાળાં દૃશ્યો જોઈ શકતા હતા. તેમનું જીવન ઘણું યશસ્વી નીવડયું હતું અને મોટાઈ કમાવાના સદ્‌ગુણો શરૂઆતથીજ તેમનામાં હતા. સુંદર માનસ, આંતરિક સદ્‌ગુણોનું અતૂલ બળ અને જ્વલંત ઉત્સાહે તેમના જીવનમાં મહાન વસ્તુ મેળવવામાં મદદ કરી હતી.

શેઠ ગોકળદાસ તેજપાલનો કચ્છમાં કોઠારા ગામમાં સને ૧૧–૬–૧૮૨૨ ના દિને જન્મ થયો હતો. તેના પિતામહ શેઠ ખટાઉ કેશવજીને તેજપાલ અને નાનજી એમ બે પુત્રો હતા. ધંધાદારી માનસ તથા વેપારનાં સાહસોની શક્તિ ધરાવતી મશહુર ભાટિઆ જ્ઞાતિમાં તેમનો જન્મ થયો હતો. મુંબઈમાં મ્હોટા પ્રમાણમાં ભાટિયા લોકોએ વસાહત કરી છે અને પોતાનાં સાહસ તથા ખંતથી આ શહેરના ઔદ્યોગિક તથા વ્યાપારિક વિકાસમાં ઘણો અગત્યનો ફાળો આપ્યો છે. ગોકળદાસ શેઠના પિતા તેજપાલ શેઠ ઓગણીસમા શતકની શરૂઆતમાં મુંબઈમાં આવ્યા, અને રૂનો ધંધો કરવા લાગ્યા. તેમનો ધંધો સારો ચાલતો હતો એમ જણાયું છે. બીજા ભાઈ નાનજી શો ધંધો કરતા હતા તે જાણવામાં આવ્યું નથી. પણ એમ જાણવાને મળ્યું છે કે જ્યારે તે બન્ને ભાઇઓ સ્વર્ગવાસી થયા ત્યારે ગોકળદાસ શેઠ માત્ર ૧૭ વર્ષના હતા અને તેમને મ્હોટી મિલ્કત વારસામાં મળી હતી. જુવાન શેઠ ગોકળદાસે ફતેહમંદ રીતે જવાબદારીઓ ઉપાડી લીધી અને યુક્તિ, મહેનત તથા શક્તિથી પિતાના ધંધાનો વિકાસ કર્યો. પોતાના ધંધામાં પદ્ધતિસરની આકરી મહેનત તથા ન્યાયબુદ્ધિ અને બીજા સાથેનાં કામકાજોમાં પ્રમાણિકતા માટે તેઓ વખણાયા હતા. આ પ્રમાણે, અને ખાસ કરીને પવિત્ર અને સાદું જીવન

હોવાથી તેમણે પોતાની મુડીમાં સારો વધારો કર્યો. શેઠ લખમીદાસ ખીમજી, કવિ નર્મદાશંકર, ન્હાનાભાઈ રૂસ્તમજી, ડૉ. ભાઉ દાજી અને કરસનદાસ વલભદાસ જેવા મિત્રો અને સલાહકારો મેળવવામાં ગોકળદાસ શેઠ ખરેખરા ભાગ્યશાળી હતા.

ગોકળદાસ શેઠનું છેલ્લું વસિયતનામું ઇ. સ. ૧૮૬૭ ના સપ્ટેંબર માસની તા. ૬ ઠી અથવા તે અરસામાં કરવામાં આવ્યું હતું. તે મુજબ તેની વિશાળ સંપત્તિનો મ્હોટો ભાગ ઓગણીસ જુદી જુદી ધર્મસંસ્થામાં આપી દેવામાં આવી છે, તેમાં શિક્ષણસંસ્થાઓનું પ્રથમ સ્થાન છે. રૂગ્ણાલયો, ગરીબ માણસો માટે ભરણપોષણ તથા તેવાજ અન્ય ધાર્મિક હેતુઓ પણ તેમના લક્ષ બ્હાર રહ્યા નથી. આ નામાંકિત દાનવીર સજ્જનનું નામ ધરાવતી મુંબઈ શહેરમાંજ એવી કેટલીક જાણીતી સંસ્થાઓ છે. કોર્ટના ખટલાને અંગે વસિયતનામામાં દર્શાવેલા સુંદર ભાવો ગોકળદાસ શેઠના સ્વર્ગવાસ પછી તુરતજ અમલમાં મુકી શકાયા નહિં. પણ આ વચગાળાનો વખત પણ આશીર્વાદ સમાન નીવડયો. વ્યાજ ચાલુ હતા અને તેથી રકમો ઘણી વધી ગઈ. વસિયતનામાંની કલમોનો અમલ બરાબર થાય તે માટે તેના મુખ્ય મિત્ર અને સલાહકાર શેઠ લખમીદાસ ખીમજીએ સારી મહેનત લીધી. ગોકળદાસ શેઠની કુલ્લ સખાવતો આસરે રૂપીઆ ત્રીસ લાખ જેટલી થાય છે એવો અડસટો કાઢવામાં આવ્યો છે.

## શેઠ લખમીદાસ ગોરધનદાસ ગોકળદાસ તેજપાલ.

સુશિક્ષિત અને સુંદર નિયમનવાળાં હેતુપુરઃસર જીવનનો ખરો બદલો મિત્રો અને સમકાલીનોનો પ્રેમ અને ઉચ્ચ ભાવના છે. શેઠ લખમીદાસ ગોરધનદાસ ગોકળદાસ તેજપાલના કિસ્સામાં આ મ્હોટે ભાગે લાગુ પડે છે. મિત્રોને આંજી નાખવાની શક્તિ

અને નવિન વિચાર બળને પ્રોત્સાહન તેના અંગત આકર્ષણના ગુણો તથા ધંધાદારી કુનહેને વધારે ખીલવે છે. વ્યક્તિત્વનો પ્રભાવ દયાભાવ અને તીવ્ર તત્પરતા વડે તેઓ સારી રીતે જાહેરમાં આવ્યા છે. ખીલેલા સંસ્કારો, અતૂલ ખંત અને મળતાવડા સ્વભાવે એમને લોકોમાં પ્રિય બનાવ્યા છે. પૂજ્ય અને દાતાર હિંદુ કુટુંબોમાં પ્રખ્યાત એવાં તેજપાલ કુટુંબના વારસ શેઠ ગોરધનદાસ ગોકળદાસના લખમીદાસ શેઠ પુત્ર છે. આ તેજપાલ કુટુંબે મુંબઈનાં જાહેર જીવનમાં અગત્યનો ભાગ ભજવ્યો છે અને વિપૂલ સખાવતો તથા ઉદારતાવડે ઘણા વખત સુધી ન ભૂલી શકાય તેવી ખ્યાતિ મેળવી છે.

લખમીદાસ શેઠનો જન્મ ઈ. સ. ૧૮૯૭ માં થયો હતો. તેમણે સેંટ ઝેવિયર હાઈસ્કુલમાં શિક્ષણ લીધેલું. તેમની ધડો લેવા લાયક પ્રમાણિકતા, વખાણ માટેનો તિરસ્કાર અને માયાળુ રીતભાતોનું આકર્ષણે તેમને આદર્શ કાર્યકર્તા બનાવ્યા છે. દરેક મ્હોટાં અને સારાં કાર્યો માટે એમનું મન ઉદાર જવાબ આપે છે. નિઃસ્વાર્થ કાર્ય માટે એમની ખ્યાતિ સારી વધી છે. ગોકળદાસ તેજપાલની કુલ્લે ૨૨ ધર્માદા સંસ્થાઓના તે ઉપ-પ્રમુખ છે. હિંદુ વીમેન રેસ્કયુ હોમ સોસાયટીની કાર્યવાહીના તે સભ્ય છે. ગીતા-ગૃહના તે મેનેજીંગ ટ્રસ્ટી છે. પ્રેમજીકારા અને બીજાં ટ્રસ્ટોના પણ તે ટ્રસ્ટી છે. ખરેખર, તેમની જાહેર પ્રવૃત્તિઓ ઘણી અને વિધવિધ છે.

ખાસ કરીને લખમીદાસ શેઠ ઉદાર સ્વભાવના છે. તેમણે ગોકલદાસ તેજપાલ સખાવતોમાં અમુક શરતે રૂપીઆ ૩૫૦૦૦) નું દાન કરેલું છે. અને વીલેપારલેમાં કોઇ પણ જાતના ભેદભાવ વિના સમસ્ત હિંદુઓ માટે મંદિર કરવા રૂપીઆ ૧૦૦૦૦) જુદા કાઢેલા છે. તેમણે શ્રદ્ધાનંદ આશ્રમને અનાથાશ્રમ બાંધવા રૂપીઆ ૬૫૦૦) ની કીંમતનો એક જમીનનો ટુકડો ખરીદી દાન કરેલું છે.

લખમીદાસ શેઠને એક છોકરો અને બે છોકરીઓ છે.

શેઠ લખમીદાસને પ્રવાસનો શોખ છે. ઇ. સ. ૧૯૩૭ માં તેઓ દુનિયાની મુસાફરીએ ગયા હતા જ્યારે તેમણે જુદા જુદા દેશોની મુલાકાત લીધેલી તેમજ પ્રખ્યાત સ્થળોમાંની શિક્ષણ તેમજ ઔદ્યોગિક સંસ્થાઓની મુલાકાત લીધેલી અને તેમનું રસપૂર્વક બારીક નિરીક્ષણ કરેલું હતું. જાપાનમાં શિક્ષણ સંસ્થાઓમાં ઔદ્યોગિક કેળવણીને વધારે મહત્ત્વ આપવામાં આવ્યું છે તથા ત્યાં સહશિક્ષણનો પ્રચાર વધારે છે વિગેરે માહિતી મેળવી હતી. અમેરિકાના પ્રવાસ દરમિયાન તેમણે ત્યાંની શિક્ષણ સંસ્થાઓ, રુગ્ણાલયો, સંગ્રહસ્થાનો, પ્લેનેટોરીઅમ વિ. સ્થળોનું બારિક નિરીક્ષણ કર્યું હતું. સમ્રાટ છઠ્ઠા જ્યૉર્જના રાજ્યાભિષેક સમયે તેઓ ઇંગ્લૅંડ પહોંચી ગયા હતા. ઇટનની વિખ્યાત પબ્લીક સ્કુલની મુલાકાત લીધી હતી અને તેમાંથી ઘણી ઉપયોગી માહિતી મેળવી હતી. આ ઉપરાંત તેમણે આ પ્રવાસ દરમિયાન જર્મની, ઑસ્ટ્રીઆ, હંગેરી, ફ્રાન્સ, ઈટાલી અને ઝેકોસ્લોવેકિયા વિગેરે દેશાનાં મુખ્ય શહેરોની શિક્ષણ વિષયક તથા ઔદ્યોગિક સંસ્થાઓની મુલાકાત લીધી હતી જેમાંથી તેમને ઘણું જાણવાનું મળ્યું હતું.

પ્રવાસ મનુષ્ય જીવનમાં બહોળું વ્યવહારિક જ્ઞાન, દૃષ્ટિની વિશાળતા વિગેરે ઉત્તમ ગુણો ઉમેરે છે. આવી રીતે શેઠ લખમીદાસે જુદા જુદા દેશોનાં લોકોનાં જીવન, રહેણી કરણી, શિક્ષણ, ઉદ્યોગ, ઉપયોગી ખાસિયતો વિગેરેને લગતું બહોળું જ્ઞાન દુનિયાની મુસાફરી કરી મેળવ્યું છે.

---

# અનુક્રમણિકા

# પરોપકારવૃત્તિ

## ( નીતિશિક્ષણ પોથી )

### પ્રકરણ ૧ લું

"તમે બીજા પાસેથી જે જાતનું વર્તન ઈચ્છતા હો, તેવી જ વર્તણુક તેમના તરફ બતાવો."

("નીતિ અને તત્ત્વજ્ઞાનની ઉચ્ચ દૃષ્ટિએ જોતાં")

એક વિદ્યાર્થીએ પોતાના વર્ગમાં ઉભા થઈ શિક્ષકને પૂછ્યું:-

વિદ્યાર્થી-સાહેબ, તમે અમને કહી શકશો કે અમારે સારા વિદ્યાર્થી શા સારુ બનવું જોઇએ ?

શિક્ષક-તમારે સારા શા સારુ બનવું જોઇએ તેને માટે અનેક કારણો છે, અને ખરાબ બનવાને કંઈ જ કારણ નથી.

વિદ્યાર્થી-તમે કૃપા કરી અમને એના કારણો જણાવશો ?

શિક્ષક-એક કારણ તો એ છે કે તમે બીજા પાસેથી જે જાતનું વર્તન ઈચ્છતા હો, તેવી જ વર્તણુક તેમના તરફ તમે બતાવો. હું આ વસ્તુ અહીં સમજાવીશ. તમારામાંથી કોઈ ઉભો થઈ એમ કહી શકશે કે તેની કોઈ કિંમતી વસ્તુ ચોરાઈ ગયાથી તેને સુખ મળશે ? આખાયે વર્ગમાંથી "ના, ના, સાહેબ"ના પોકાર સાંભળવામાં આવ્યા.

શિક્ષક-આપણે આપણી કિંમતી વસ્તુઓ ચોરાઈ જાય એ ઈચ્છતા નથી, કારણ આપણી વસ્તુઓની ખોટ આપણને દુઃખી બનાવે છે; તેવી જ રીતે પોતાની વસ્તુઓ ચોરાઈ જવાથી સામેના માણસના દિલમાં પણ દુઃખ ઉત્પન્ન થાય છે. અહીં હું તમને એક વાર્તા કહીશ. કોઈ એક ભિખારણે પોતાના બચાવેલા પૈસા એકઠા કરી એક ચાદરના કકડામાં બાંધી રાખ્યા હતા. કોઈ ખીસા-કાતરુએ આ જોયું, અને જેવી તે બાઈ રસ્તા પર ભર ઉંઘમાં પડી,

તેવો જ તે પેલી કોથળી ઉઠાવી ચાલતો થયો. જ્યારે તે ભિખારણ ઉંઘમાંથી ઉઠી અને તેને માલમ પડયું કે તેના પૈસા ચોરાઈ ગયા છે, ત્યારે તે ઘણું જ કલ્પાંત કરતી રસ્તા પર ટળવળવા લાગી અને તેણે બોર બોર જેવડાં આંસુ પાડ્યાં. તેની આસપાસ ભેગાં થએલાં લોકો આ દેખાવ જોઈ શકયા નહિ. કેટલાંકોએ તેને થોડાક પૈસા આપ્યા, પણ તે તેની બચાવેલી રકમ જેટલા ન થઈ શકયા અને કલાકો સુધી તે દુઃખમાં તરફડીયાં મારતી રહી. આ ગરીબ બિચારી બાઇને ચોરે જે દુઃખ દીધું તે ઘણું જ ભયંકર હતું. હવે જો આપણે આપણી માનસિક શક્તિથી આ બનાવ જોઇએ અને આપણી કલ્પનાથી તે બાઈની જગ્યાએ આપણી જાતને મૂકીએ તો આપણને ચોરી કરવાનું ભાગ્યે જ મન થશે. દુઃખની વાત તો એ છે કે માણસો પોતાના અનુભવથી પણ કાંઈ બોધપાઠ લેતા નથી.

વિદ્યાર્થી—સાહેબ, હવે મને ખબર પડી કે ચોરી શા માટે ખરાબ છે. તે બીજાના દિલમાં નકામું દુઃખ ઉત્પન્ન કરે છે. મારી ચોપડી જતાં મારા હૃદયમાં કેટલું દુઃખ થયું હતું તે હું જાણું છું. પણ મારા દુઃખે મને શીખવ્યું કે મારે ચોરી ન કરવી જોઇએ. પણ શું પોતાના કડવા અનુભવથી પણ માણસો કંઈ જ શીખતાં ન હશે?

શિક્ષક—પોતાના અંગત અનુભવથી પણ કાંઈ બોધ ન લે એવાં કરોડો માણસો પડ્યાં છે. એક તેહસીલદાર જે બીજા જિલ્લામાં થોડીક જમીનનો માલીક હતો તેને પોતાની જમીનને લગતી કેટલીક બાબતો માટે ત્યાંના પટવારી એટલે કે મહેસુલી ખાતાના અમલદારને મળવાનું હતું. પટવારીએ તેની પાસે થોડીક લાંચ માંગી. તેહસીલદાર આથી તેના પર ઘણો જ ગુસ્સે થયો. એણે પટવારીને કહ્યું કે શું તમે જાણુતા નથી કે હું તેહસીલદાર છું? ત્યારે પટવારીએ કહ્યું કે સાહેબ, તમે તેહસીલદાર ભલે હો; પણ શું તમે લાંચ લેતા નથી? અને જો તમારે માટે લાંચ લેવી એ સારી વસ્તુ હોય, તો મારે માટે તે શા સારુ ખરાબ ગણાય? જો

તમારે તમારુ કામ કરાવવું હોય, તો તમારે મને તે પ્રમાણમાં લાંચ આપવી જ પડશે. હું જાણતો હતો કે આ તેહસીલદાર એક ભયંકર લાંચીઓ હતો અને છતાંયે મારી રૂબરૂમાં તે પટવારીનું અપમાન કરતો હતો. ચોર એમજ જાણે છે કે બીજાની ચીજો ચોરવાનો અને તેને દુઃખ પહોંચાડવાનો હક્ક તેને એકલાને જ છે, અને બીજા બધાએ તેના તરફ પ્રમાણિકપણે વર્તવું જોઇએ. આ પ્રમાણે કેટલાંયે લોકો પોતાના અંગત અનુભવથી કાંઈ પણ શીખતાં નથી. તે લોકો ખરેખર નૈતિક મંદ બુદ્ધિનાં મનુષ્યો હોય છે.

વિદ્યાર્થી—સાહેબ, તમે અમને અપ્રમાણિક વર્તણુકનું એક દૃષ્ટાંત આપ્યું. તમે અમને બીજા અનેક પ્રકારનાં પાપ અને ગુન્હાઓનાં દૃષ્ટાંતો આપશો?

શિક્ષક—હા, હું તમને જીવનમાંથી થોડાક સાચા બનેલા દાખલાઓ આપીશ. આજથી પંદરેક દિવસ પ્હેલાં હું મારા મિત્ર સાથે રસ્તો ઓળંગીને જતો હતો, એવામાં અમને બાઇસીકલ પર જતો કોઈ એક માણસ મળ્યો. તેણે મારા સાથીદારને સલામ કરી. મ્હેં પૂછ્યું કે એ કોણ છે? ત્યારે તેણે જવાબ આપ્યો કે પોતાના કડવા અનુભવથી કાંઈ પણ ન શીખનાર મંદ બુદ્ધિવાળાઓમાંનો આ પણ એક છે. આ માણસ પોતાના ગામની કોઈ એક સારા ઘરની છોકરી ભગાડી ગયો હતો, આથી તેને પોતાના ગામમાંથી ભાગી જવું પડયું. એની ચાલુ અને લાંબી ગેરહાજરીની અંદર તેની પોતાનીજ છોકરી ગામના કોઈ ખરાબ છોકરા સાથે પ્રેમમાં પડી અને તે તેને ભગાડી ગયો. જ્યારે આ દુષ્ટ માણસને ખબર પડી કે તેની છોકરીને કોઈ ભગાડી ગયો છે ત્યારે તે હતાશ થઈ ગયો અને ડુસકે ડુસકે રડયો. તે પાછો પોતાના ગામમાં ગયો અને પોતાની છોકરીને ઘેર લઈ આવ્યો. પોતાની ખાનદાનીના માઠા અનુભવે તેની શક્તિ એક વાર હણી લીધી હતી, તે છતાંયે તે પારકાનાં ઘરો ભાંગવાનુંદુષ્ટ કૃત્ય હજી કરી રહ્યો છે.

મને જ્યારે આ ખબર પડી ત્યારે મને થયું કે માણસો કેટલાં ક્રૂર છે કે તે નિષ્ઠુરપણે પારકાને દુઃખ પહોંચાડે છે, જ્યારે પોતાની બાબતમાં તે સહન કરી શકતાં નથી.

વિદ્યાર્થી—સાહેબ, પોતાના અનુભવથી શીખે એવાં માણસો હશે?

શિક્ષક—હા, એવાં પણ માણસો છે; અને તે બે જાતનાં છે. એક પ્રકારનાં લોકો એવાં છે કે જે ખરાબ કામ કરવાની હિંમત ધરાવતાં નથી પણ તે લોકો ચારિત્ર્યમાં શુદ્ધ બની શકતા નથી. જ્યારે બીજાં કેટલાંક એવાં છે કે જેઓ સારાં બની શકે છે અને પોતાના ચારિત્ર્યને શુદ્ધ બનાવી શકે છે.

વિદ્યાર્થી—સાહેબ, આ બન્ને જાતનાં માણસોનાં દૃષ્ટાંતો અમને આપશો?

શિક્ષક—હા, કોઈ એક યુવાન માણસને રાત્રે પોતાના ઘરના ઉપલા માળે જઈ "ટોર્ચ લાઇટનાં" પ્રકાશમાં પોતાના પાડોસીના ઘરની અગાસી ઉપર સુતેલી સ્ત્રીઓ પર ખરાબ નજર નાખવાની ટેવ હતી. આ માણસ પરણેલો હતો અને તે છતાં પણ તેને બીજા તરફ માનથી વર્તવાની પરવા ન્હોતી. તેના પાડોશી તેની પાસે આવ્યા અને એને વિનંતી કરી કે તેણે તેની ખરાબ ટેવ છોડી દેવી જોઈએ. આ યુવાન માણસ જરા વધારે બળવાન હતો, અને તેના પાડોશીઓ નિર્બળ હતા, એ કારણે એણે તેમનું કહ્યું ગણકાર્યું નહિ. આ ગરીબ માણસોએ સારી લાગવગ ધરાવતા બીજા પાડોશીઓને આ.વાત કરી. આ કુલિન પાડોશીઓ તે યુવાનની પાસે ગયા અને તેને તે વિશે વાત કરી. પોતાની અજાયબી વચ્ચે તેમને માલમ પડ્યું કે તેમની વિનંતીને પણ તેણે તુચ્છકારી કાઢી. આ યુવાન સવારના દસથી સાંજના ચાર વાગ્યા સુધી બહાર કામે જતો. આ સમય દરમિયાન તે પાડોશીઓ પોતાના ઘરની અગાસીપર ઉભા રહી તે યુવાનની સ્ત્રીની ઠઠ્ઠામશ્કરી કરીને તેને

ખુબ હેરાન કરવા લાગ્યા. તેઓ તેને અનેક રીતે ચીઢવતા અને ઘરની બહાર આવવાનું કહેતા. પેલી સ્ત્રી જો બહાર આવે, તો તેઓ તેના તરફ એક સરખી રીતે જોઈ રહેતા. બે ત્રણ દિવસ પછી આ સ્ત્રીએ પોતાનાં પતિને આ છેડતીની વાત કરી. આ બનાવ પછી આ કમઅક્કલ યુવાનને કાંઇક સાન આવી. તે પોતાના પાડોશી પાસે ગયો અને તેમને પોતાના ઘરની અગાસી પર ઉભા રહી તેની સ્ત્રીની છેડતી ન કરવાને ચેતવણી આપી. ત્યારે તેમણે જવાબ આપ્યો કે અમને અમારા ઘરની અગાસી ઉપર ઉભા રહી ગમે તે કરવાનો હક્ક છે, તમારે ફાવે તે કરો. જ્યારે તે યુવાનને માલમ પડયું કે તેના બધા પાડોશીઓ તેનાથી વિરૂદ્ધ થઈ ગયા હતા, ત્યારે તેને તે ઘર છોડવાની ફરજ પડી અને બીજે ઠેકાણે રહેવા જવું પડયું. તે સુધર્યો નહિ, પણ તેને પોતાનો પાડોશ છોડવો પડયો. તેને પોતાની વર્તણુંક ઘણી નીચ હતી એ માલમ ન પડયું, પણ તેનામાં થોડોક ફેરફાર થયો. તેને એક બોધપાઠ મળ્યો કે સારા પાડોશી બનવા માટે માણસે પોતાના પાડોશીઓની લાગણીઓને માન આપવું જોઇએ.

વિદ્યાર્થી—સાહેબ, તમારા આ દૃષ્ટાંતથી મારા મન પર ઘણી જ અસર થઈ છે. પણ તે માણસે પોતાની ખરાબ વર્તણુક ન છોડી એ જાણી મ્હને ખેદ થાય છે, પણ તે સારો પાડોશી થયો એ જાણી મને ઘણો જ આનંદ થાય છે. મને એમ લાગે છે કે માણસે શાંતિમાં રહેવું હોય તો તેણે એક સારા પાડોશી બનવું ઘણું જ જરૂરનું છે. પણ પોતાના અંગત કડવા અનુભવથી જીવનમાં દુષ્ટ માર્ગેથી પાછા હઠી જતાં માણસો નહિ હશે?

શિક્ષક—હા, એવાં માણસો છે, પણ તેઓની સંખ્યા ઘણી જ થોડી છે. કોઈ એક બેરિસ્ટર હતો, જે અનીતિમાન હતો. જેવો તે કચેરીમાંથી પાછો ફરતો તેવો જ કોઈ એક વેશ્યાને ત્યાં ચાલ્યો જતો અને ગમે ત્યારે ઘેર પાછો આવતો. હું મારી પત્ની તરફ

બેવફાઇથી વર્તું છું એવું તેને કદી ન લાગતું અને આ રીતે તે તેની કોમળ લાગણીઓને દુભવતો. તેની પત્નીને આ વસ્તુ હંમેશ ખટકયા કરતી અને તેનો વિશ્વાસઘાતી પતિ તેને કાંટાની જેમ દુઃખનું કારણ બની રહેતો. એક દિવસ તેણે કાંઈક મક્કમ પગલું લેવા વિચાર કર્યો. તેનો પતિ જેવો ઘરમાં દાખલ થયો, તેવી જ સંધ્યાના ઝાંખા પ્રકાશમાં તે એક ફાનસ લઈ દરવાજા તરફ ચાલતી થઈ. આથી તેના પતિએ પૂછયું કે તું કયાં જાય છે? તેણે જવાબ આપ્યો કે જેવો તમે સુખમાં વખત પસાર કર્યો તેવો જ હું પણ પસાર કરવા જાઉં છું. તેનો પતિ આ સાંભળી અત્યંત સફેદ પુણી જેવો બની ગયો અને તેની તરફ દોડી જઈ પૂછવા લાગ્યો કે આજે તું આટલી બેશરમ કેમ બની છે? પત્નીએ જવાબ આપ્યો કે મ્હારા વ્હાલા પતિ, બેશરમ પતિની પત્ની તેનાથી સારી નજ હોઈ શકે. હું ફક્ત તમારે પગલે જ ચાલું છું, હું કાંઈ નવું કરતી નથી. તમારે અભિમાન લેવું જોઇએ કે તમારી વ્હાલી સ્ત્રી તમારા ઉત્તમ માર્ગે જ જાય છે. તેના પતિને ખબર હતી કે તેની સ્ત્રી ખરેખર તેમ કરે એમ હતી. તેણે પોતાના હાથ જોડી તેને કહ્યું કે મ્હારી વ્હાલી પ્રિયા, જગતની અનેક શિખામણો મારા જીવનના વિપરિત વર્તનને ન સુધારી શકત, તે ત્હારા બહાદુરીભર્યા વર્તન અને શબ્દોએ કરી બતાવ્યું. આજથી તું ખાત્રીથી માની લેજે કે હું એક નવીન માણસ બન્યો છું. તું મહેરબાની કરીને પાછી આવ. આપણા ઘરને ભાંગી નાખ નહિ. તે દિવસ પછી તેનો ધણી એક આદર્શ પતિ બન્યો. આ એક એવા માણસનો દાખલો છે કે જેણે પોતાની બુદ્ધિ સદંતર ગુમાવી દીધી નહોતી, તેથી તે સુધર્યો.

અહીં વિદ્યાર્થીઓએ આનંદના પોકારથી શિક્ષકને કહ્યું કે સાહેબ, તમે બીજા પાસેથી જે જાતનું વર્તન ઈચ્છતા હો, તેવી જ વર્તણુક તેમના તરફ બતાવો, એ સત્યની સાબિતિ માટે જે દાખલાઓ

આપ્યા તેને માટે તમારો ઉપકાર માનીએ છીએ. ઉપરની કહેવતને લાગુ પડે એવા અને જેનાથી અમે દૂર રહીયે એવા બીજાં દાખલાઓ તમે અમને આપો એવી અમારી ઈચ્છા છે.

શિક્ષક—હું તમને વિદ્યાર્થીઓના જીવનમાંથી જ કેટલાંક ઉદાહરણો આપવા માગું છું. અમારા છાત્રાલયની અંદર એક ઉંચો અને કદાવર શિખ વિદ્યાર્થી રહેતો હતો. અમારા 'બોર્ડિંગ હાઉસ'નો એ નિયમ હતો કે જ્યારે કોઈ વિદ્યાર્થી માંદો પડે ત્યારે બીજાઓ રાત્રે તેની વારાફરતી માવજત કરે. આ શિખ છોકરો કોઈ પણ માંદા વિદ્યાર્થીની સેવાચાકરી કરવાને માટે હંમેશા ના કહેતો. એક વખત તે પોતે જ માંદો પડયો. વિદ્યાર્થીઓ મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે સાહેબ, પેલો શિખ વિદ્યાર્થી, જે બીજાની સેવા કરવાની ના પાડતો તે માંદો પડયો છે, તો અમારે શું કરવું? મેં જવાબ આપ્યો કે તમારા ખરા દિલથી તેની ખાતરબરદાસ કરો, જેથી તેને પોતાના અનુભવથી માલમ પડે કે એક માંદા માણસને પોતાના મિત્રોની સેવાની મદદ કેટલી જરૂરની છે. વિદ્યાર્થીઓએ ઘણા જ ઉત્સાહથી તેની ખાતરબરદાસ કરી. જ્યારે તે સાજો થયો ત્યારે તે મારી પાસે આવ્યો અને આંખમાં આંસુ લાવી કહેવા લાગ્યો કે હું હંમેશાં એક સ્વાર્થી પશુ જેવો રહ્યો છું. મને કોઈ દહાડો એમ થયું જ નથી કે આપણને એકબીજાની મદદની કેટલી જરૂર છે. કૃપા કરી મને મારી ભૂતકાળની હલકી સ્વાર્થવૃત્તિ માટે ક્ષમા આપો અને ભવિષ્યમાં માંદાની સેવા કરવા માટે અઘરાંમાં અઘરૂં કામ આપજો. બીજાની ખાતરબરદાસ કરવાની જરૂરિયાતનું મને હવે ભાન થયું છે. આ વિદ્યાર્થી પોતાના મંદવાડના એક જ બનાવથી સ્વાર્થી જીવનના દોષમાંથી બચી ગયો હતો અને મને કહેતા હર્ષ ઉપજે છે કે ત્યાર પછી માંદાઓની સેવાચાકરી કરવામાં એ એક આગળ પડતો વિદ્યાર્થી હતો. આ પ્રમાણે પોતાના અંગત અનુભવથી કેટલાંક લોકો સારાં પણ બને છે.

વિદ્યાર્થી—સાહેબ, તમે આ દાખલો આપ્યો તેને માટે અમે તમારા આભારી છીએ. મારે મારા માંદા મિત્રો અને સગાઓની શા માટે સેવા કરવી જોઇએ તે હવે મને સમજ પડે છે. મહેરબાની કરી બીજા કોઈ બનાવને લગતો બીજા કોઈ વિદ્યાર્થીનો દાખલો અમને આપશો?

શિક્ષક—પોતાના કડવા અનુભવથી સુધરી ગયેલા અનેક વિદ્યાર્થીઓના દાખલા હું આપી શકું. કોઈ સહશિક્ષણની શાળામાં એક વિદ્યાર્થીને છોકરીઓ તરફ તાકીતાકીને જોવાની ખરાબ ટેવ હતી. કેટલીક છોકરીઓએ આ સામે વાંધો ઉઠાવ્યો, પણ તે વિદ્યાર્થીની વર્તણુકમાં કંઈ ફેર ન પડયો. બીજે વર્ષે એની પોતાની બ્હેન જ તે કોલેજમાં દાખલ થઈ. તેની બ્હેને તેને ફરિયાદ કરી કે કેટલાક છોકરાઓ તેની સામે હંમેશ તાકીતાકીને જોતા હતા. આ સાંભળી તે બહુ ગુસ્સે થઈ ગયો. પણ તેને તુરત જ યાદ આવ્યું કે તે પોતે બીજી છોકરીઓને કેટલી હેરાનગતિ આપતો હતો. જ્યારે તેને આ વિચાર આવ્યો, ત્યારે તેને પશ્ચાતાપ થયો અને તેને લાગ્યું કે બીજી છોકરીઓના મન તેણે કેટલાં દુ:ખી કર્યાં હશે. તેણે બીજી છોકરીઓ પાસે હિંમતથી જઈ તેમની માફી માગી. વખત જતાં તે એક આદર્શ વિદ્યાર્થી બન્યો અને એ અને એની બ્હેન આખીયે કોલેજમાં માનને પાત્ર બન્યાં. આ પ્રમાણે આ વિદ્યાર્થીના જીવનમાં નવીન પરિવર્તન આવ્યું. તમારે પણ એ વસ્તુ ધ્યાનમાં રાખવી જોઇએ કે જેવી રીતે બીજાની ખરાબ નજર તમારી મા બ્હેન પર ન પડે એવું તમે ઈચ્છો છો તો તેવી જ રીતે તમારે પણ બીજા છોકરાઓની મા બ્હેન ઉપર બદનજર નાખતાં અટકવું જોઇએ. શું તમને એમ નથી લાગતું કે આપણે જે માણસને અન્યાય કરીએ છીએ તેની જગ્યાએ આપણી જાતને મૂકીએ, તો સાધારણ રીતે તેનું મન દુ:ખાય એવું આચરણ આપણે ન જ કરીએ અને આપણાથી બની શકે તો તેને ઉપયોગી

થવા અને તેની બનતી સેવા કરવા પ્રયત્ન કરીએ. હું આશા રાખું છું કે આ આજની વાતોથી આપણે સારા શા સારૂ બનવું જોઇએ અને બીજાને હાનિકર્તા શા માટે ન બનવું જોઇએ, એ દિશામાં તમારી દૃષ્ટિ ખુલી ગઈ હશે.

---

## પ્રકરણ ૨ જું

### બીજાઓ તરફ સમભાવ રાખવો.

બીજે દિવસે જ્યારે નીતિવિષયક જ્ઞાનના સમયમાં છોકરાઓ ભેગા થયા ત્યારે વાતાવરણમાં કંઇક ફેરફાર જણાતો હતો. કેટલાક વિદ્યાર્થીઓ બીજા નવા સવાલો પૂછવાને ઘણા જ આતુર જણાતા હતા. એટલામાં એક વિદ્યાર્થીએ ઉભા થઈ પૂછ્યુ કે સાહેબ, તમે બીજા પાસેથી જે જાતનું વર્તન ઇચ્છતા હો, તેવીજ વર્તણુક તેમના તરફ બતાવો એ કહેવત સમજાવવાનાં વિચારથી નીતિની જે ચર્ચા કરી તે હું સમજયો. એ કહેવતને ધ્યાનમાં રાખી અથવા બીજી કોઈ કહેવત સમજાવવાની દૃષ્ટિથી અમારી વર્તણુક બીજા અનેક સંબંધોમાં કેવી હોવી જોઈએ તે કહેશો ?

શિક્ષક—આપણે સારા શા માટે બનવું જોઈએ એ પ્રશ્નમાં તમે આટલો બધો રસ લો છો એ જાણી મને અત્યંત આનંદ થાય છે. આ પ્રશ્નને આપણે બીજી અનેક બાજુએથી તપાસી શકીએ. નીતિના સિદ્ધાંતોની આપણી અવગણના આપણને બીજાના દુઃખનું મૂળ કેવી રીતે બનાવે છે એનાં હું ઉદાહરણો આપીશ.

જ્યારે હું વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યારે મેં બે વાર્તાઓ વાંચી હતી જેણે મારા મન પર હંમેશને માટે સારી છાપ પાડી. એમ કહેવાય છે કે એક ડુંગરાળ પ્રદેશની અંદર બે ટેકરીઓ હતી, જે બેની વચ્ચે એક મોટી ખીણ હતી. તે બન્ને ટેકરીઓની ટોંચ એક

કુદરતી માર્ગ વડે જોડાયલી હતી, અને તે માર્ગ એટલો સાંકડો હતો કે તેની ઉપર એકી વખતે એક જ માણસ ચાલી શકે. વળી આ માર્ગ ઘણોજ જોખમ ભરેલો હતો. જો માણસ પોતાનું સમતોલપણું ગુમાવે અને પડી જાય તો તેના ટૂકડેટૂકડા થઈ જાય, કારણ નીચેની ખીણ ઘણીજ ઉંડી હતી. એક દિવસ કેટલાક ગામડીઆઓએ બે બકરાઓને સામસામી બાજુએથી તે રસ્તા પર જતાં જોયા. બન્ને બકરાઓ સશક્ત અને ચપળ હતા. જ્યારે તેઓ તે માર્ગના મધ્ય ભાગમાં આવ્યા, ત્યારે એક બીજાને હડસેલા મારવા લાગ્યા. પરિણામ એ આવ્યું કે બન્ને નીચે પડી ગયા અને તરતજ મૃત્યુ પામ્યા. હવે મને કહો કે તેઓની ભુલ કયાં હતી?

એક હોંશિયાર વિદ્યાર્થી—એક બીજાને મદદ કરવાને બદલે હડસેલા મારવામાં તેઓની મોટી ભૂલ હતી.

શિક્ષક—હું તમને એક બીજી વાર્તા કહીશ જેથી આ વસ્તુ વધુ સ્પષ્ટ થશે. ત્યાર પછી તે જ માર્ગે બીજા બે બકરાઓ સામેસામેની બાજુએથી આવ્યા. એક બકરૂં નીચે સુઈ ગયું અને તેણે બીજાને પોતાની ઉપર થઈ પસાર થવા દીધું. જ્યારે બીજું બકરૂં સહીસલામત તેને ઓળંગી ગયું, ત્યારે પેલું બકરૂં ઉભું થયું અને તેણે પોતાનો રસ્તો પકડયો. ગામડીઆઓએ આ જોયું ત્યારે તેઓ ઘણાજ અજાયબ થયા અને બન્ને બકરાઓ પોતપોતના માર્ગે તે રસ્તો સહીસલામત ઓળંગી ગયા ત્યારે તેઓએ તેમને આનંદના પોકારોથી વધાવી લીધા. હવે તમે જોઈ શકશો કે બીજા દાખલાની અંદર જે બકરૂં નીચે બેસી ગયું ને તેણે બીજાને પોતાની ઉપરથી પસાર થવા દીધું. તેણે એકબીજાને સગવડ થાય એ રીતે વર્તવાની ભાવના બતાવી. આમ બીજા બકરા તરફ આવી વૃત્તિ બતાવીને તેના માર્ગને તેણે સરળ બનાવ્યો એટલું જ નહિ, પણ પોતાના માર્ગને પણ સહેલો બનાવી દીધો. આવી રીતે બીજા તરફ જરાક સમભાવ બતાવીને તેણે પોતાની અને બીજા બકરાની પણ

જીંદગી બચાવી. પ્હેલા દાખલાની અંદર બન્ને બકરાઓની અંદર સમભાવ, અથવા સગવડતાની કે પોતાનો ભોગ આપવાની વૃત્તિ ન હોવાને લીધે બન્નેએ પોતાની જીંદગી ગુમાવી.

જો આપણે આપણી સલામતી અથવા આપણી સગવડ ઈચ્છતા હોઈએ તો બીજાઓ પણ આપણા તરફથી તેવી જ સગવડ અને સલામતીની આશા રાખે છે તે આપણે સમજવું જોઈએ. આપણે બીજાઓ પાસેથી જે વર્તન ઈચ્છતા હોઈએ તેવીજ વર્તણુક આપણે બીજા તરફ પણ દેખાડવી જોઈએ. આવા પ્રકારનું આચરણ આપણા અનેક દુ:ખોનો અંત લાવી શકશે.

વિદ્યાર્થી—સાહેબ, બીજા દૃષ્ટાંતની અંદર તે બકરાના આચરણથી અમારા મન ઉપર ઘણીજ સારી અસર થઈ છે. તમે અમને મનુષ્યોનાં એવાં થોડાંક ઉદાહરણો આપશો.

શિક્ષક—કોઈ એક લેખકે પોતાના જીવનમાં બનેલા સાચા બનાવની જે નોંધ લીધી છે તેનો દાખલો હું અહીં આપીશ. તે નીચે પ્રમાણે છે:—કોઈએક ગામમાં દુકાળ ફાટી નીકળ્યો. તે ગામના એક મોટા જમીનદારને આ આફત જોઈ ઘણું જ લાગી આવ્યું અને તેણે એક મોટું રસોડું ખોલ્યું. તેની અંદર ગામના દરેક ઘરના દરેક માણસને એક મોટો રોટલો મળે એવી ગોઠવણ કરી. ગામના બધાએ ખેડુતો અને ગામડીઆઓ અમુક સમયે આવતાં અને ત્યાં રોટલો જલ્દીથી મેળવવાને હાજર રહેલાઓ ઘણી જ ધક્કામુક્કી કરતાં. જમીનદારને એ અજાયબી થઈ કે આટલી હોહા અને ધક્કામુક્કી હોવા છતાંયે એક છોકરી ટોળામાં દાખલ ન થતાં એક ખૂણામાં મૂગી મૂગી ઉભી રહેતી અને જ્યારે બધાં પોતાનો રોટલો મેળવી પાછા જતાં ત્યારે તે બાકીનો છેલ્લો રોટલો લેવા આવતી. સાધારણ રીતે તેને રોટલાનો છેલ્લો નાનો ટુકડો મળતો. જમીનદારે આ વસ્તુ કેટલાક દિવસો સુધી જોઈ ત્યારે તે તે છોકરીની ધીરજ અને આત્મત્યાગની

ભાવના જોઈ છકજ બની ગયો. એક દિવસે તેણે સોનાનો સિક્કો એક રોટલામાં મુકી તે રોટલો તે છોકરીને આપ્યો. છોકરી ઘેર ગઈ અને તેણે તે રોટલો પોતાની માને આપ્યો ત્યારે તેની માએ તેની અંદર સોનાનો સિક્કો જોયો અને છોકરીને પૂછયું કે જમીનદારે તને સિક્કો પણ આપ્યો છે કે કેમ ? છોકરીએ જવાબ આપ્યો કે એ સિક્કો મારે માટે નથી, અને હું જઈ તે ઉદાર જમીનદારને પાછો આપી દઇશ. તે જમીનદારને ત્યાં ગઈ અને સિક્કો મેજ પર મૂકી નમ્રતાથી કહેવા લાગી કે સાહેબ, મારા રોટલાના ટુકડામાં આ સોનાનો સિક્કો મને મળ્યો છે. મારે માટે તે નહિ હોય, એ ભૂલચૂકથી મૂકાઈ ગયો હશે, માટે હું આભારપૂર્વક તે પાછો આપવા આવી છું. ત્યારે જમીનદારે જવાબ આપ્યો કે આ સોનાનો સિક્કો ત્હારે માટે જ છે. હું ત્હારી હિંમત અને પોતાનો ભોગ આપવાની ઉદાર ભાવના જોઈ ઘણોજ વિસ્મય પામ્યો છું. આજથી તનેં મારા રસોડામાંથી સારામાં સારો રોટલો મળશે.

બીજાને માટે પોતાનો મોટો રોટલો જતો કરવાની હિંમત બતાવનાર મનુષ્યનો આ દાખલો છે. બીજાને માટે સમભાવની લાગણીએ તેના મનને શાંતિ આપી એટલુંજ નહિ પણ બીજાના આશીર્વાદ પણ તેણે મેળવ્યા.

વિદ્યાર્થી—સાહેબ, આ એક ઉત્તમ ઉદાહરણ છે. પણ અમારે અમારી બાબતમાં તેનો કેવી રીતે ઉપયોગ કરવો ?

શિક્ષક—મેં અનેક વખત જોયું છે કે જ્યારે હું વર્ગમાં આવું છું, ત્યારે તમારામાંના લગભગ બધા આગલી પાટલીઓ પર બેસવા દોડાદોડી કરો છો. તમારામાંથી કેટલાક એક બીજાને ધક્કા પણ મારો છો, એક બીજાને કોણીઓ પણ મારો છો, અને બાંકડા પર જગ્યા હોવા છતાંયે તેને બેસવા દેવા માટે આનાકાની કરો છો. આ બતાવે છે કે તમારામાં બીજાની સગવડતા અથવા સમભાવ માટે લાગણી નથી. જ્યારે તમે આગલી જગ્યા માટે દોડો છો

ત્યારે તમે ભૂલી જાવ છો કે બીજાને પણ તે જ જગ્યા જોઇએ છે. જો તમારામાંથી દરેક જણ બીજાનો વિચાર કરે અને પોતાની જગ્યા તેને આપે તો ગાંડાની જેમ આટલી દોડાદોડ, એકબીજાની કચડાકચડી, એક બીજાને લાતો અને કોણીઓ મારવાની, કે અંધાધુંધી અને અવ્યવસ્થા રહેશે નહિ. શું આ ખરું નથી ?

વિદ્યાર્થી—સાહેબ, આ અમને બધાને લાગુ પડે છે, અને હું તેને માટે દિલગીર છું. તમે કૃપા કરી આ વસ્તુની ખરાબ બાજુ બતાવશો ?

શિક્ષક— જરૂર બતાવીશ. સાધારણ રીતે હું ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરું છું. હું જીવનમાં એક મહાન બોધપાઠ શીખ્યો છું, અને તે એ છે કે મેં જ્યારે એક ટિકિટનાજ પૈસા આપ્યા હોય ત્યારે મારે બીજાને ભોગે બે જગ્યા ન રોકવી જોઈએ. આથી મને એક જગ્યા મળે છે તેથી હું સંતોષ પામું છું. બીજાને ડબ્બાની અંદર ન પેસવા દેવાનો વિચાર સુદ્ધાં પણ મને આવતો નથી. આ વસ્તુ મારી મુસાફરી દરમિયાન મારા ચિત્તને ઘણીજ શાંતિ આપે છે. પણ મેં એ પણ જોયું છે કે આ વસ્તુ ભૂલી જવાથી માણસ પોતાની જાતને દુઃખી બનાવે છે. તે એક જુલમગાર પણ બને છે. હું એક વખત આગગાડીમાં મુસાફરી કરતો હતો જે ડબ્બાની અંદર તેરથી ચૌદ મુસાફરોની જગ્યા હતી. અમારા ડબ્બામાં અમે પાંચજ માણસો હતાં. એક રેલ્વે સ્ટેશનપર એક મજબુત બાંધાના શિખને અમારા ડબ્બામાં આવવું હતું. મારી સાથેના મુસાફરોને બીજો કોઇ મુસાફર અંદર આવે એ ગમતું ન્હોતું. એટલા માટે તેઓ રસ્તો રોકીને આડા ઉભા રહ્યા અને તે શિખ સરદારને અંદર ન આવવા દીધો. આ શિખ સરદાર કદ્દાવર હતો. તેણે બારીને એક ધક્કો માર્યો અને ચારે મુસાફરોને નીચે પાડી નાખ્યા. પછી તે અંદર આવ્યો અને તેણે દરવાજો અંદરથી પાછો બંધ કરી દીધો. તેણે તે ચાર મુસાફરોનો

ખુબ ખબર લીધી અને એમ પણ કહ્યું કે તમને એમ ન થયું કે તમારી આ નીચ વર્તણુકથી હું ગાડી ચુકી જઈશ? મને એમ લાગતું હતું કે આ ચાર મુસાફરોએ તે શિખની તરફ જે સમભાવની લાગણીનો અભાવ દર્શાવ્યો હતો તેનો કડવો અનુભવ તેને થયો હશે અને કુદરતી રીતે જ તે બીજાને અડચણ કર્તા ન થવાનું શીખ્યો હશે. પણ મારી અજાયબી વચ્ચે મને માલમ પડયું કે જેવી તે મેઈલ ટ્રેન બીજા મોટા સ્ટેશને ઉભી રહી તેવો જ તે ઉભો થયો અને અમને કહેવા લાગ્યો કે તમે ચિંતા કરશો નહિ, હું અહીં જ છું અને બીજા કોઈને અંદર આવવા દઈશ નહિ.

તે પોતાના શબ્દો મુજબ વર્ત્યો અને કાયદા અને સજ્જનતાના બધાયે નિયમોને છાંડી તેણે કોઈ પણ મુસાફરને અંદર આવવા ન દીધો. તેની આ વૃત્તિયે તેના ચિત્તને ઘણુંજ અસ્વસ્થ બનાવ્યું, કારણ તેને દરેક સ્ટેશને ઉભા થઈ ચોકી પ્હેરો કરવો પડતો. આ પ્રમાણે તમે જોઈ શકશો કે બીજાને માટે સમભાવની લાગણીનો અભાવ માણસને પોતાને દુઃખી બનાવે છે, અને તે બીજાના દુઃખનું કારણ બને છે. બીજા માણસો તેને આવતો અટકાવે એમ તે ઇચ્છતો ન્હોતો પણ બીજાઓની સામે તે દ્વાર બંધ કરવા ખડે પગે તૈયાર રહેતો. આ સમભાવની લાગણીના અભાવથી પંજાબની અંદર રેલ્વેની મુસાફરી ત્રીજા વર્ગના મુસાફરોને ઘણીજ અડચણકર્તા બની છે, કારણ દરેક જણ આખોયે ડબ્બો રોકવા માગે છે જે અશકય છે.

વિદ્યાર્થીઓ—સાહેબ, આ ખરેખર ભયંકર જ છે.

શિક્ષક—હું તમને એક મારો અંગત દાખલો આપીશ. આજથી પંદર દિવસ પ્હેલાં હું બસમાં જતો હતો. બસ ભરેલી હતી પણ એક બાંકડા પર ચાર મુસાફર બેઠેલા હતા ત્યાં એક જગ્યા ખાલી હતી. તે બાંકડો પાંચ મુસાફરો માટે હતો. બસના કંડકટરે તે ચાર મુસાફરોને મને જગ્યા આપવા કહ્યું. ચાલુ જમાનાના યુરોપી

ઢબના પોશાકમાં સજ્જ થએલા અને દાઢીમુછ બોડેલા બે સુશિક્ષિત યુવાનોએ મને થોડીક જગ્યા આપી, જે દસ વર્ષના છોકરાને બેસવા માટે પણ પુરતી ન્હોતી. હું ત્યાં બેઠો પણ મને ઘણી જ અગવડ પડી. જો તેમણે મને આખી બેઠક આપી હતે, જે તેઓ ખુશીથી આપી શકતે, તો મારી મુસાફરી ઘણી જ સરળ બનતે. પણ મને એમ લાગ્યું કે તેઓએ મને એક આખી બેઠક તો શું પણ ચોથા ભાગની બેઠક પણ જાણે કે મારી ઉપર દયા બતાવતા હોય તેમ આપી અને રજા વગર આવી બેસી જનાર એક માણસ તરીકે મારા તરફ જોવા લાગ્યા. મને એમ લાગ્યું કે મારા મનની શાંતિને ખાતર હું બસની નીચેના ભાગ પર બેસી જાઉં એ વધુ સારું છે, અને મેં તે વિચારનો તુરત જ અમલ કર્યો. આ સજ્જનોએ હું નીચે બેઠો ત્યારે શું કહ્યું એ તમને ખબર છે? તેમણે કહ્યું "સાહેબ, તમે નીચે બેઠા એ ઠીક જ કર્યું છે. હવે અમારી અડચણ ઓછી થઈ."

વિદ્યાર્થીઓ—સાહેબ, આ ઘણી જ શરમભરેલી વર્તણુક છે.

શિક્ષક—પેલા લોકોની શરમભરેલી વર્તણુક તમે જોઈ શકો છો એ જાણી મને આનંદ થાય છે. પણ વર્ગની અંદર તમારી તેવી જ વર્તણુક તમને શરમભરેલી લાગે છે? બીજાને વખોડી કાઢવામાં આપણે આપણી ન્યાયબુદ્ધિનો જરા પણ ઉપયોગ કરતા નથી, એટલું જ નહિ પણ આપણા છળકપટ અને આપણી નિર્બળતાઓને આપણે કદી પણ જોઈ શકતા નથી. એક શાળાના છાત્રાલયમાં હું ગયો હતો અને ત્યાં શું બન્યું તે હું કહીશ. હું ત્યાં નીતિશિક્ષણના વર્ગો ચલાવતો હતો. એક છોકરાએ એટલામાં ઉભા થઈ નીચેની વાર્તા કહી જેમાં એનો પણ હિસ્સો હતો. એણે કહ્યું કે સાહેબ, આજથી પંદરેક દિવસ પહેલાં જ અમે વિદ્યાથીંગૃહમાં રહેતા વિદ્યાથીંઓએ એવું વર્તન કર્યું જેને માટે મને ઘણી જ શરમ આવે છે. અમારા રસોડાનો એ નિયમ છે કે

અમે બધાં સાથે જ જમીએ છીએ. અમારો રસોઇઓ અમને પીરસે છે. અમે બધા મળી ચોવીસ વિદ્યાર્થીઓ છીએ. એક દિવસ એક છોકરો ગેરહાજર હતો અને રસોઈઆને કે અમને કોઇને પણ તેની ગેરહાજરીની ખબર ન પડી. અમારી પાસે મુકેલી રકાબી-ઓની અંદર મુકેલી ખાવાની ચીજો અમે લેવાની શરુઆત કરીએ એવામાં જ તે વિદ્યાર્થીને અમે સામેથી આવતા જોયો. અમારા-માંથી દરેકે અમારા ખોરાકમાંથી થોડો થોડો ભાગ તેને આપ્યો હતે તો ખચિત જ તેને અન્યાય ન થાત. પણ અમે સ્વાર્થી વિદ્યાર્થીઓએ અમારા સાથીદાર વિદ્યાર્થીબંધુની પરવા ન કરી. અમે જલ્દી જલ્દી અમારું જમવાનું શરૂ કરી દીધું, કારણ તમે જાણો છો તેમ, એક વખત ખોરાક એઠો થયા પછી બાકીનું બીજાને માટે તે નકામું થઈ પડે છે. પરિણામ એ આવ્યું કે અમારી સાથે રહેતો ને ભણતો વિદ્યાર્થીબંધુ ભૂખ્યો રહ્યો અને તે જોઈ અમે રાજી થયા. પેલા વિદ્યાર્થીની આંખમાં આ વાત જ કહેતાં આંસુ આવી ગયાં.

હવે તમને સમજ પડશે કે બીજા માટે સમભાવની લાગણીનો અભાવ આપણને કેટલી હદ સુધી નીચી પાયરીએ લઈ જાય છે. તમે પણ એવી જ રીતે વર્તો છો એવું તમારામાંથી કેટલાકો અનુભવો છો? મ્હેં સાંભળ્યું છે કે કેટલીયે વખત માણસો પોતાની પાછળ રહેલાં માણસો માટે ખાવાની સારી ચીજ બીલ્કુલ રાખતાં નથી. તમને એક ચીજ વધારે ભાવતી હોય એટલે તમે તે વધુ ને વધુ માગો છો ને પાછળ બીજા માટે કંઈ નહિ રહે એવું રસોઇઓ કહે તો પણ તેની પરવા કરતા નથી. જો તમને એમ લાગતું હોય કે આપણું આવું વર્તન આપણને ખરેખર હલકા પાડે છે અને આપણે આપણા સગાંસંબંધીઓ, મિત્રો અને વિદ્યાર્થીબંધુઓ, પાડોશીઓ અને આપણા માનવ બંધુઓના દુઃખનું કારણ બનીએ છીએ તો તમને તે વસ્તુ ભયંકર લાગશે.

અને તમે મારી સાથે સંમત થશો કે બીજાને માટે સમભાવની લાગણીની આપણને ઘણી જ જરૂર છે. આ સમભાવની લાગણીનો અભાવ આપણને પશુ જેવાં બનાવે છે.

મને આશા છે કે આજને માટે આટલું પુરતું છે. તમે બીજી વખત મળશો ત્યારે બીજા અનેક પ્રસંગોમાં તમારી વર્તણુક કેવી હોવી જોઇએ તે વિશે વધુ જાણવાનું મળશે, કારણ નીતિ અને સદ્દવર્તનનો પાયો અનેક સંબંધો ઉપર જ આધાર રાખે છે.

---

## પ્રકરણ ૩ જું

### માબાપ તરફ પૂજ્યભાવ

નીતિશિક્ષણના વર્ગમાં વિદ્યાર્થીઓ પાછા ભેગા થયા ત્યારે એક વિદ્યાર્થીએ ઉભા થઈ પૂછ્યું કે સાહેબ ગયા પાઠમાં તમે મનની અમુક વૃત્તિ એટલે કે બીજાઓ પ્રત્યે સમભાવ એ વિષય ઉપર અમારી સાથે ચર્ચા કરી. પ્રશ્નની આ રીતે થએલી ચર્ચા મને ઘણીજ ગમે છે. ‘ અમારે સારા શા સારું બનવું જોઈએ ’ એ પ્રશ્નનો ખુલાસો તમે અમને આપશો અને જીવનમાં બનેલા ખરેખરા બનાવો ટાંકી તે સમજાવશો ?

શિક્ષક—હા, એ દૃષ્ટિબિંદુથી પણ હું પ્રશ્નની ચર્ચા કરીશ. તમને જીવનમાં સાચેસાચ બનેલો બનાવ હું ટાંકી બતાવીશ જેથી આ વસ્તુ તમે બરોબર સમજી શકશો. કોઈ એક માણસ જેની સ્રી મૃત્યુ પામી હતી તેને ચાર છોકરીઓ હતી. તે તેઓને પરણાવી દઈ ઠેકાણે પાડી દેવાની ચિંતામાં જ રહેતો. તે કોઈ એક સારા સ્વભાવના પૈસાદાર યુવાનને ઓળખતો હતો અને તેણે વિચાર્યું કે તે યુવાન પોતાની કોઈપણ કન્યાને માટે લાયક પતિ

છે. તેણે તે યુવાનને પોતાના ઘરમાં આવવા જવાની વધારે છૂટ આપી જેથી તે પોતાની પસંદગી કરી શકે. એક દિવસ તેણે નાટકની ટિકિટો ખરીદી અને તે યુવાનને સાથે આવવા આમંત્રણ આપ્યું. જ્યારે તેઓ નાટકમાં જવાને નીકળ્યા ત્યારે તે વૃદ્ધ પિતાને માલમ પડ્યું કે તેની પાસે એક ટિકિટ ઓછી હતી. નાટકની અંદર બધી ટિકિટો બે ત્રણ દિવસ પ્હેલેથીજ વેચાઈ ગઈ હતી એટલે તેને પોતાની એકાદ છોકરીને ઘેર રાખવા સિવાય છૂટકો ન્હોતો. હવે મુશ્કેલી એ હતી કે ઘેર રહી બીજાને ખાતર પોતાના આનંદનો ભોગ કોણ આપે ? મ્હોટી ત્રણે છોકરીઓ તો કંઈજ બોલી નહિ પણ સૌથી નાનીએ આગળ આવી કહ્યું, “ પિતાજી, હું ઘેર રહીશ. મારી કોઈ પણ બ્હેન ઘેર રહે તો મને નાટક જોવામાં આનંદ ન આવે.” તેના પિતાની મુશ્કેલી આથી ટળી. તે યુવાને આ જોયું અને તેને ખાત્રી કરવી હતી કે આ છોકરીની આત્મભોગની ભાવના સાચેસાચ ખરી હતી કે તે બ્હારથીજ બતાવવા માંગતી હતી. છોકરીએ પોતાની મરજીથી નાટકમાં જવાનું જતું કર્યું હતું કે કેમ તેની ખાત્રી કરવા તે કંઇ બ્હાનું કાઢીને નાટકમાંથી વ્હેલો ચાલ્યો ગયો. તે જ્યારે તે છોકરીને ઘેર પ્હોંચ્યો ત્યારે તેણે તે છોકરીને મધુર સુરથી પિયાનો વગાડતી જોઈ. તે તરતજ ગુપચુપ નાટકમાં પાછો ચાલ્યો ગયો. જ્યારે નાટક પુરો થયો અને બધાં ઘેર આવ્યાં ત્યારે તે યુવાન છોકરીના પિતાના ખાનગી ઓરડામાં ગયો અને તેને કહ્યું કે તમારી સૌથી નાની છોકરીને પરણવાની મારી ઇચ્છા છે. અને તમે જો મારી માગણી સ્વીકારશો તો હું તમારો આભારી થઇશ. છોકરીના પિતાએ જવાબ આપ્યો કે તમે મારી નાની છોકરીને પરણશો તો મને ઘણો જ આનંદ થશે. પણ તમારે તેની સંમતિ મેળવવી જોઇએ અને હું જાણું છું કે તે આપશે જ. પણ તેમ છતાંએ વિવેકને ખાતર તેને તમારે પૂછવું જોઇએ.

તે યુવાન છોકરીને મળ્યો અને તેણે કહ્યું કે તમારી સાથે લગ્ન કરવાની મને તમારા પિતાએ રજા આપી છે અને તમે જો મારી સાથે લગ્ન કરશો તો હું તમારો ઉપકાર માનીશ. તેણે છોકરીને કહ્યું કે હું તમને ચાહું છું એટલું જ નહિ પણ તમારા તરફ મને પૂજ્યભાવ છે; અને મને એમ લાગે છે કે જગતમાં કોઈ પણ છોકરી મને સુખી કરી શકે તો તે તમેજ છો. છોકરીએ જવાબ આપ્યો કે તમારી માગણીથી મને ઘણુજ માન મળ્યું એમ હું સમજું છું. બીજા કોઈ પણ સંજોગોની અંદર હું મારી જાતને ઘણી જ નસીબદાર સમજતે કે તમારા જેવા યુવાનના પ્રેમને હું પાત્ર બની, પણ તમે જાણો છો કે મારી માતા મરી ગઈ છે. મને ખાતરી છે કે મારી બ્હેનો પરણી જશે અને મારા પિતાને છોડી જશે. ત્યાર પછી તે એકલા પડી જશે તો તેની સંભાળ કોણ રાખશે? આ સંજોગોની અંદર હું લગ્નનો વિચાર કરી શકું નહિ. યુવાનને આ જાણી ઘણીજ અજાયબી થઈ અને તે બોલ્યો કે આપણા લગ્ન પછી તમારા પિતાની સાથે જ હું રહેવા આવીશ એવી ખાત્રી આપું છું. છોકરીએ જવાબ વાળ્યો કે તે શકય નથી. હું અપરિણિત તરીકે મ્હારા પિતાની એક સરખી માવજત કરી શકીશ તે તમને પરણ્યા પછી નહિ કરી શકું. મને એમ લાગે છે કે મારા સુખને ખાતર મારે પિતાના સુખનો ભોગ ન આપવો જોઈએ. યુવાને તે છોકરીના અવાજ પરથી તેની અડગ વૃત્તિ જોઈ અને તેણે તેના પિતાને બધી વાત કરી. તેના બાપને છોકરીના સ્વભાવની ખબર હતી, આથી તેણે વધારે દબાણ ન કર્યું. વખત જતાં ત્રણે મોટી છોકરીઓ પરણી ગઇ અને પિતાને છોડી ગઈ. થોડાં વર્ષો પછી તે છોકરીનો પિતા ઘોડા પરથી પડી મરી ગયો અને તેના મૃત્યુ પછી જ તે છોકરીએ તે યુવાનને પરણવાની સંમતિ દર્શાવી. હવે તમે મને કહો કે આ વાર્તામાં તમને વધુ ધ્યાન ખેંચતી કઇ બાબત લાગે છે?

વિદ્યાર્થી—મને વધુ ધ્યાન ખેંચતી વસ્તુ તો એ લાગે છે કે

પોતાનો ભોગ એ છોકરીને મન આનંદની વાત હતી. જ્યારે બીજા બધા નાટકમાં ગયા અને તે ઘેર એકલી રહી ત્યારે તેને ઘણો જ આનંદ થતો હતો. પોતાના બાપની માવજત કરવા માટે પોતે લગ્નની માગણીનો અસ્વીકાર કર્યો તેમાં પણ તેને તેટલોજ આનંદ થયો. તેને મન આત્મભોગ એ અઘરી વસ્તુ ન્હોતી.

શિક્ષક—ખરેખર, તમે વસ્તુને બરોબર સમજી શકયા છો. આત્મભોગથી જે આનંદ ઉપજે છે તેજ વખાણવા યોગ્ય છે. મનની કોઈ પણ પ્રકારની આનાકાની વગર અને ઇચ્છાપૂર્વક કરેલો આત્મભોગ જ આપણને વિનયી અને સુખી બનાવે છે. તમે મને કહી શકશો કે તેણે પોતાનો ભોગ કોને માટે આપ્યો હતો?

વિદ્યાર્થી—સાહેબ, તેણે પોતાનો લાભ પોતાની બ્હેનો અને પિતાના સુખને માટે જતો કર્યો.

શિક્ષક—તમને પોતાનો ભોગ આપવો એ સારી વસ્તુ લાગે છે?

(વિદ્યાર્થીઓ એક સામટા બોલી ઉઠયા "હા, સાહેબ, હા, સાહેબ.")

શિક્ષક—જો તમે બધા તમારી બ્હેનો, તમારા ભાઇઓ અને તમારા પિતા માટે તમારી જાતનો ભોગ આપવાનું શીખશો, તો તમારા કુટુંબો શત્રુઓના હુમલાથી ન ભેદાય એવા કિલ્લા બનશે. દિલગીરીની વાત તો એ છે કે આ આત્મભોગની ભાવના આપણામાં ખાસ જણાતી નથી.

વિદ્યાર્થી—સાહેબ, તમે કેવી રીતે કહો છો કે આ ભાવના અમારામાં નથી?

શિક્ષક—હું તમારામાંથી કોઈના પણ દાખલાઓ ટાંકી આ વસ્તુ સાબિત કરવા માગતો નથી. હું તમને થોડાંક ઉદાહરણો આપીશ અને તેની સાથે તમે તમારી વર્તણુક સરખાવી શકશો.

હું જ્યારે મુંબઈમાં ભણતો હતો ત્યારે હું જે વિદ્યાર્થીગૃહમાં રહેતો હતો ત્યાં બીજો એક વિદ્યાર્થી પણ મારી સાથે જ રહેતો.

તે વિદ્યાથી'ગૃહમાં રહેવા અને ખાવાપીવાનો માસિક ખર્ચ રૂ. ૨૫ થતો. અમારામાંથી લગભગ બધા રૂ. ૩૫ કે રૂ. ૪૦ થી વધુ મંગાવતા ન્હોતા પણ પેલો વિદ્યાથી' દર મહિને રૂ. ૧૨૫ મંગાવતો. તે દરરોજ બે રૂપિયા તો ફળ ખરીદવામાં જ ખર્ચતો, જો કે તેને તેની જરૂરીયાત ન્હોતી. પોતે કંઈક છે એમ બતાવવા તે મિત્રોને બોલાવતો અને તેમને મિજબાનીઓ આપતો. તેનો હેતુ પોતે કોઈ રાજાનો છોકરો છે એમ બતાવવાનો હતો. જ્યારે તેને કોઈ રાજપુત્ર કહી બોલાવે ત્યારે તે આનંદથી પુલાઈ જતો. તેને આવી ખુશામત ઘણી જ પ્રિય હતી. પોતાના બાપને પૈસા મોકલવા કેટલું વેઠવું પડતું હશે તેની તેને જરાયે પરવા ન્હોતી. તમને એમ લાગે છે કે આ છોકરાને પોતાના બાપ માટે જરાપણ લાગણી હતી?

વિદ્યાથી'—ના, સાહેબ.

શિક્ષક—પુત્રની પિતા પ્રત્યેની વર્તણુક વધુ સ્પષ્ટ કરવા માટે હું તમને એક બીજો દાખલો આપું છું. લાહોરની એક કોલેજમાં એક વિદ્યાથી' હતો. તેનો પિતા એક મોટો કાપડનો વેપારી હતો. તે પોતાના છોકરાને દર મહિને રૂ. ૧૨૫ મોકલતો. તે છોકરાને પોતે એક પૈસાદારનો છોકરો છે એમ દેખાડવાનો ઘણો જ શોખ હતો. તેને પોતાના પિતાનો વિચાર કરવા કરતાં પોતાના મિત્રોની અંદર તે પૈસાદારનો પુત્ર છે એ રીતે ગણાવાની ઘણી જ ઉત્કંઠા હતી. કમનસીબે તેના બાપની દુકાન ભાંગી પડી. આ બદલાયેલી પરિસ્થિતિની અંદર તેનો બાપ છોકરાનો ઉડાઉ ખર્ચ આપી શકે એમ ન્હોતું. તે મારા એક મિત્રને લઈ પોતાના પુત્ર પાસે ગયો અને પોતાની બદલાઈ ગયેલી આર્થિક પરિસ્થિતિ સમજાવી અને કહ્યું કે હું તને મહિને દહાડે હવે રૂ. ૬૦ મોકલીશ. મારા મિત્રે મને કહ્યું કે આ સાંભળી તે છોકરો એકદમ ગુસ્સે થઈ ગયો અને તેણે પોતાનો બાપને કહ્યું કે હું કોલેજમાં એક ભિખારીના છોકરા

તરીકે રહેવા ઇચ્છતો નથી. મારા મિત્રે મને એમ પણ કહ્યું કે તેનો બાપ પાઘડી ઉતારી તેને પગે પડયો અને તે ખુબ રડયો અને પુત્રને કહ્યું કે તારે તારી જરૂરીયાતો ઓછી કરવી જોઇએ. પણ તે છોકરો કઠોર હૃદયનો હતો. આ એક એવા છોકરાનો દાખલો છે કે જે પૈસાનો ખોટો ડોળ બતાવવાની હલકી ઈચ્છા માટે પોતાના બાપનો ભોગ આપવા તૈયાર હતો. તમને આ વાત કેવી લાગે છે?

વિદ્યાર્થી—સાહેબ, આ છોકરાનું વર્તન ખરેખર ઠપકા પાત્ર હતું. તે પુત્રના નામને લાયક ન હતો.

શિક્ષક—હું તમને છાત્રાલયમાં રહેતા બીજા એક વિદ્યાર્થીની વાત કહીશ. તે એક સ્ટેશન માસ્તરનો પુત્ર હતો અને તેના બાપને મહિને દહાડે રૂ. ૬૦ મળતા. જ્યારે તેનો બાપ તેના છોકરાને દાખલ કરાવવા આવ્યો ત્યારે મેં તેને કહ્યું કે તમારે એને દર મહિને રૂ. ૨૫ થી વધારે મોકલવા નહિ અને જો એ વધારે માગે તો તમારે મને વાત કરવી. તેનો બાપ મારી પાસે લગભગ ચૌદ મહિને આવ્યો. મેં તેને કહ્યું કે તમારા છોકરાએ અભ્યાસમાં કાંઇ પણ સુધારો કર્યો નથી. ત્યારે તેણે મને કહ્યું કે મારો છોકરો તો છેલ્લાં કેટલાંયે મહિનાથી મહિને રૂ. ૪૦ મંગાવે છે. હું તે સાંભળી આભોજ બની ગયો. મેં કહ્યું કે ભાઇસાહેબ, મેં તમને કહ્યું ન્હોતું કે તમે એને મહિને દહાડે રૂ. ૨૫ થી એક પાઈ પણ વધારે ન મોકલશો? તમે મને કહ્યા વગર રૂ. ૪૦ શા માટે મોકલવા શરૂ કર્યાં? ત્યારે તેણે જવાબ એમ આપ્યો કે મારા પુત્રે મને લખ્યું હતું કે હું સંસ્કૃતમાં કાચો છું અને મેં એક ખાનગી શિક્ષક રાખ્યો છે. મેં તેને કહ્યું કે તમારા પુત્રે તમને છેતર્યા છે. મેં છોકરાને મારી સમક્ષ બોલાવ્યો અને તેણે કબુલ કર્યું કે તેણે ખાનગી શિક્ષક રાખ્યો જ ન્હોતો. આ સાંભળી તેનો વૃદ્ધ પિતા રડી પડયો અને પોતાનું થીંગડાવાળું પાટલુન બતાવી મને કહેવા લાગ્યો કે સાહેબ,

હું આમ બચાવ કરી પૈસા મોકલું છું. જો તમે તેની માને જોશો તો તે મારાથી પણ ચિથરેહાલ હાલતમાં જોવામાં આવશે. અમારા મોજશોખની વાત તો બાજુએ રહી, પણ અમારો આ પુત્ર એક દિવસ ભણીગણી ઠેકાણે પડશે એ આશામાં અમે અમારી રોજની સાધારણ જરૂરિયાતો પણ જતી કરીએ છીએ. મારી નિરાશા વચ્ચે મને માલમ પડ્યું કે છોકરાને આ જોઈ પશ્ચાતાપ તો ન જ થયો પણ ઉલ્ટો તે વધુ ઉદ્ધત બન્યો. તેની સ્વાર્થવૃત્તિએ તેના હૃદયને એટલું વશ કરી લીધું હતું કે તેના દિલમાં પોતાના પિતાના દુઃખ માટે લાગણી જેવું કશું જ રહ્યું ન્હોતું. આથી તેના બાપને તેનું ભણતર છોડાવી દેવાની ફરજ પડી. તમારો આ છોકરા વિશે શો મત છે?

વિદ્યાર્થી—સાહેબ, તેની વર્તણુક ઘણીજ શરમ ભરેલી હતી.

શિક્ષક—સ્વાર્થવૃત્તિ અનેક પુત્રોના હૃદયને કઠોર બનાવે છે અને તેઓ પોતાના કુટુંબને શાપ સમાન બને છે. એથી ઉલટું, બીજાને માટે સમભાવની લાગણીનો વિકાસ આનંદજનક અને પરમસુખમય પરિણામો લાવે છે. આ સંબંધમાં હું તમને એક કે બે દાખલા આપીશ.

એક દિવસ હું નીતિશિક્ષણનો વર્ગ લેતો હતો. એવામાં એક માણસ મને મળવા આવ્યો. હું જ્યારે બ્હાર ગયો ત્યારે તેણે મારા બંને હાથ પોતાના હાથમાં લઈ કહ્યું કે સાહેબ, મારા પુત્રની અંદર જે પરિવર્તન થયું છે તેને માટે હું તમારો આભાર માનવા આવ્યો છું. તેની ઓરમાન માતા છે. તેને તેની મા સાથે શાંત અને સુખી કેવી રીતે રાખવો તે મારે માટે એક કોયડો હતો. જે કોયડો હું ન ઉકેલી શકયો તેનો આ શાળાની અંદર ઘણીજ સરસ રીતે ઉકેલ થઇ ગયો છે. હવે તે પોતાની ઓરમાન માતા અને મારે માટે પુષ્કળ ચિંતા રાખે છે. તે અમારી અનેક પ્રકારે સેવા કરે છે જેથી અમે બધાં હવે સુખી છીએ. અમારૂં ઘર જે

પહેલાં નર્ક સમાન હતું તે સ્વર્ગ બની ગયું છે. રાત્રે મારા પગની ચંપી કરી અને ઉંઘાડ્યા સિવાય તે પોતે સુવા પણ જતો નથી. તેજ રીતે તે પોતાની માને ઘરના અનેક કામમાં પણ મદદ કરે છે. તમે મને કહેશો કે તેનામાં આ ફેરફાર તમે કેવી રીતે આણ્યો જેથી હું પણ તેને ઘર આગળ વધુ સુધારવા પ્રયત્ન કરું. આ પ્રમાણે તમે જોઈ શકશો કે પોતાના માબાપ માટે થોડાક પૂજ્યભાવની લાગણીથી તે પોતાના કુટુંબમાં ઘણોજ પ્રિય થઈ પડયો.

બીજો એક આથી પણ વધારે ધ્યાન ખેંચે એવો દાખલો છે. એક વખત હું રેલ્વે સ્ટેશન પર ઉભો હતો એવામાં કોઈ માણસે આવી મને પ્રણામ કર્યા. મેં તેમનું નામ જાણવાની ઇચ્છા બતાવી. તેણે કહ્યું કે તમે મને ઓળખતા નથી, પણ હું તમને ઓળખું છું, અને તમારા ઉપકારના ભાર નીચે દબાયલો છું. મારો છોકરો તમારી કોલેજમાં ભણે છે. તે કોલેજમાં ગયો ત્યારે તેને ખુશ રાખવો એ મારે માટે એક વિકટ કાર્ય હતું. મારી કમાણી મર્યાદિત હોવાને લીધે હું તેની માગણીઓને સંતોષી શકતો ન્હોતો. હું મારી અશક્તિ જાહેર કરું તો તે મોઢું ચઢાવી નાખુશ થઈ ચાલ્યો જતો. પણ હવે તેની વર્તણુક સદંતર ફેરવાઈ ગઈ છે. તે મારી પાસે ખીસા ખર્ચ પુરતા પૈસા પણ લેતો નથી. મેં થોડાક દિવસ પ્હેલાંજ તેને કહ્યું કે શિઆળો હવે પાસે આવે છે, અને આપણા ઘરના બધા માણસો ગરમ કપડાં સિવડાવે છે તો તું પણ થોડાંક નવા કપડાં સિવડાવી લે. પણ તેણે ના કહી અને કહ્યું કે મારી પાસે અત્યારે ઘણા કપડાં છે અને નકામો ખર્ચ કરી હું તમારે શિરે વધુ ભાર લાદવા ઇચ્છતો નથી. તેની માએ પણ આંખમાં આંસુ લાવી કહ્યું કે તું આ જરૂરની ચીજો માટે આનાકાની કર નહિ. તેણે જવાબ આપ્યો કે મા, હું એ દિવસની રાહ જોઉં છું કે જ્યારે તમે મારે માટે અત્યારે જે કાંઈ ખર્ચો છો તેનાથી

સોગણુ હું તમને પાછું આપી શકું. જો કે તમારા પ્રેમનો બદલો તો હું કદી પણ વાળી શકીશ નહિ. પેલો મળનાર માણસ છેલ્લી લીટી બોલ્યો કે તેનું હૈયું ભરાઈ આવ્યું. મને આ વાત જાણી સંતોષ થયો કે આ વિદ્યાર્થીને પોતાના માબાપ માટે ખરેખરી પ્રેમની લાગણી હતી. અત્યારે તેણે એમ. એ. ની બમણિ ઉપાધિ મેળવી છે અને એક આદર્શ પુત્ર તરીકે તે ઘણું માન ધરાવે છે. પુત્રને પિતા માટે આ જાતનો પૂજ્યભાવ હોવો જોઇએ. દરેક છોકરાને એમ લાગવું જોઈએ કે તેનો બાપ તેને માટે જે કાંઇ પણ કરે છે તે તેનું દેવું છે અને તેણે તે દેવું તેમના તરફ પ્રેમ તથા ઉપકારની લાગણી બતાવી પાછું વાળવું જોઈએ. ઉપરના છોકરાના દૃષ્ટાંતને ધ્યાનમાં રાખી તમે મને કહેશો કે તમારામાંથી કેટલાં તમારા માબાપ માટે ખરી પૂજ્યભાવની લાગણી રાખો છો ?

વિદ્યાર્થી—સાહેબ, તમે અમારી આગળ આ વસ્તુની ચોખવટ કરી એ માટે તમારો આભાર માનીએ છીએ. અમને લાગે છે કે અજ્ઞાનના વાદળો હવે અમારા મન પરથી ખસી ગયાં છે. અમને એમ થાય છે કે અમે ખરેખર સારા વિદ્યાર્થી બનીએ એ પ્હેલાં અમારે હજી ઘણો લાંબો પંથ કાપવાનો છે, પણ અમે તે દિશામાં ધપવાનો પ્રયત્ન કરીશું.

શિક્ષક—હું તમને ફરીથી કહું છું કે તમે એ પૂજ્યભાવના તમારા માબાપ તરફ કેળવશો તો તમને તમારાં ગરીબ માબાપનો સ્વીકાર કરતાં શરમ આવશે નહિ. અને તમારાં માબાપ ગમે તે હલકો ધંધો કરતાં હશે તે ધંધો કરતાં તમે શરમાશો નહિ. હું તમને અહીં બે દાખલા આપીશ. એક ખરાબ છોકરાનો અને એક સારા છોકરાનો. કોઈએક છાત્રાલયની અંદર એક વિદ્યાર્થી રહેતો હતો. તેનો બાપ ઘણો પૈસાદાર હતો પણ તે સીધો સાદો ગામડીઓ હતો. તે ગામડીઆના વેશે તેને મળવા ગયો. પોતાના બાપને ગામડીઆનાં પોશાકમાં આવેલો જોઈ તેને ઘણોજ આંચકો લાગ્યો, અને

તે પોતાના પિતા પર ગુસ્સે થઇ કહેવા લાગ્યો કે આવાં ખરાબ કપડાંવાળો માણસ મારો બાપ છે એમ છોકરાઓ જાણશે તો મારે વિશે તેઓ શું ધારશે ? તેણે પોતાના બાપને આખો દિવસ પોતાના ઓરડામાં પુરી રાખ્યો અને જ્યારે તે બ્હાર ગયો ત્યારે પોતાના વૃદ્ધ પિતાને અંદર ગોંધી રાખી બારણું બ્હારથી બંધ કરતો ગયો. તે પોતાના બાપને રાત્રે ગુપચુપ બ્હાર કાઢી સ્ટેશને વિદાય કરી આવ્યો. પોતાના બાપને માટે કાંઈ પણ લાગણી ન ધરાવનાર નિષ્ઠુર પુત્રનો આ એક દાખલો છે.

આજ કોલેજમાં બીજો કોઈ એક નાના જમીનદારનો પુત્ર ભણતો હતો. તેના ચારિત્ર્યમાં એટલો બધો ફેરફાર થઈ ગયો હતો કે જ્યારે તે ઘેર પાછો ગયો ત્યારે તેણે તેના પિતાને આરામ લેવા કહ્યું. તે ખેતરમાં ખેતીના કામથી માંડી ઘેર ભેંસો દોહવા સુધીનું પોતાના બાપનું બધું કામકાજ કરતો. તે જ્યારે ત્રણ મહિનાની રજા પછી પાછો આવ્યો ત્યારે મને કહેવા લાગ્યો કે શરુઆતમાં મને એમ લાગતું હતું કે આખીયે દુનિયા જાણે મારા તરફ ઘુરકીને જોતી હોય, અને મને કહેતી હોય કે આ મૂર્ખ કોલેજના વિદ્યાર્થીને જુઓ કે જે આવું બધું હલકું ખેતીવાડીનું કામકાજ કરે છે. પણ મારા અંતરમાં વિકાસ પામેલા પિતાના પ્રેમ અને પૂજ્યભાવની લાગણીએ મારામાં પિતા માટે પૂજ્યભાવનું અભિમાન જાગૃત કર્યું એટલું જ નહિ પણ તેના ધંધા માટે પણ હું ગર્વ લેવા લાગ્યો. આથી હું મારા પિતાનું બધું કામ મારે હાથે કરતો એટલું જ નહિ પણ તેની અંદર મને કોઇ અદ્ભુત આનંદ મળતો, જે મારે માટે કોઈ નવો જ અનુભવ હતો. આ દૃષ્ટાંત પરથી તમે જોઈ શકશો કે સાચા પ્રેમ અને સમભાવની ખરી લાગણીએ પોતાના બાપની સ્થિતિ ગમે તેવી હોય તો પણ પુત્રને પિતા માટે પૂજ્યભાવનું અભિમાન લેતો કર્યો એટલું જ નહિ પણ એ તેમની સેવામાં પરમ આનંદ માનવા લાગ્યો.

# પ્રકરણ ૪ થું

## ભાઇઓ અને બ્હેનો પ્રત્યે સમભાવ.

બીજે દિવસે વિદ્યાર્થીઓ પાછા વર્ગમાં ભેગાં થયાં. કેટલાક વિદ્યાર્થીઓ વિચારગ્રસ્ત જણાતા હતા. જોનારને એમ લાગતું હતું કે ગઇ વખતની ચર્ચાએ તેમના વિચારોને વેગ આપ્યો હતો. એટલામાં એક વિદ્યાર્થીએ વાત શરુ કરતાં કહ્યું કે સાહેબ, છેલ્લી ચર્ચાની અંદર નીતિના ધોરણની તમે જે ચર્ચા કરી હતી તે સંબંધમાં અમારી બ્હેનો અને ભાઈઓ સાથે અમારે કેવી રીતે વર્તવું તે મહેરબાની કરી સમજાવશો ?

શિક્ષક—આપણા ભાઈઓ અને બ્હેનોના સંબંધમાં સમભાવની લાગણીના અભાવે આપણને ઘણું નુકશાન પ્હોંચાડયું છે. સ્વાર્થવૃત્તિ આપણા સારામાં સારા સંબંધની અંદર પણ કેવી રીતે ઝેર રેડે છે તેના દૃષ્ટાંત હું તમને આપીશ.

હું જે શહેરમાં રહેતો હતો ત્યાં કોઈ એક પૈસાદાર માણસના બે પુત્રો રહેતા હતા. ઓગણીસમી સદીની શરુઆતમાં એક ભાઈ મ્યુનિસિપલ કમીશનર હતો. આ બે ભાઇઓને એક મોટી મિલ્કતના બે ભાગ કરવાના હતા. જો આ બે ભાઇઓની અંદર એક બીજા માટે સમભાવની લાગણી હતે તો મિલ્કતની વ્હેંચણી કરવી અઘરી ન થઈ પડતે. પણ તેઓમાં આ લાગણી ન હોવાને લીધે આ કાર્ય ઘણું જ મુશ્કેલ થઈ પડયું. આખરે તેઓને અદાલતનો આશરો લેવો પડયો. આ મુકર્દમાનું કામકાજ વીસ વર્ષ ચાલ્યું અને તેથી તેમને ઘણું નુકશાન વેઠવું પડયું એટલું જ નહિ પણ તેઓની વચ્ચે ઘણી જ કડવાશ પણ ઉભી થઈ. બાવીસ કે ચોવીસ વર્ષ પછી એક ભાઈ મરી ગયો ત્યાર પછી આ મુકર્દમાનો અંત આવ્યો. આ કંકાસનું પરિણામ એ આવ્યું કે એક

ભાઈએ પોતાની પાસે જે હતું તે બધું ગુમાવ્યું, અને બીજાને રહેવા માટે માત્ર એક નાનું સરખું ઘર જ રહ્યું. આ પ્રમાણે આ બે ભાઇઓ જે એકબીજાનું બળ વધારનારા હતા તે પોતાના કુટુંબના નાશનું કારણ બન્યા. જો બન્નેમાંથી એકની અંદર પણ સમભાવ કે પોતાનો ભોગ આપવાની લાગણી હતે, તો આપણા શહેરની અંદર આ દુઃખદ બનાવ બનવા ન પામત.

બીજા પણ એક શહેરની અંદર બનેલો એક બીજો દાખલો છે. તે શહેરમાં બે ભાઈઓ રહેતા હતા. તેઓએ પોતાની મોટી મિલ્કત સરખે ભાગે વહેંચી લીધી. એવામાં એક ભાઈ એક નાના બાળકને મૂકી મરણ પામ્યો. બીજા ભાઈને ઘણા સંતાન હતા. આ ભાઈ જેને છ છોકરા હતા તેને એક ખરાબ વિચાર આવ્યો. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે કેટલી દુઃખની વાત છે કે હું જ્યારે મરી જઈશ ત્યારે મારી મિલ્કત મારા આટલા બધા છોકરાઓ વચ્ચે વ્હેંચાઈ જશે. આ છ છોકરામાંથી દરેક જણ એક નાનો સરખો જમીનદાર બનશે. એથી ઉલ્ટું, મારા ભાઇનો એકનો એક છોકરો બાકીની અર્ધી મિલ્કતનો માલીક બનશે. હું એ સહન નહિ કરી શકું. આ અધમ વિચાર તેના મનમાં આવતાં તેણે એક ભયંકર કાવતરું રચ્યું. તેણે પોતાના એકાદ બે છોકરાને પોતાના ભાઈના છોકરાનું કાટલું કાઢી નાખવા કહ્યું. મને કહેતા દિલગીરી થાય છે કે તેણે તેમને એમ પણ કહ્યું કે તમારામાંનો એકાદ ફાંસીએ ચઢે તો પણ વાંધો નહિ, પણ પછી આખી મિલ્કત તો બાકીનાઓને જ મળશે અને તે લોકોને નાના સરખા જમીનદાર તરીકે માનભંગ દશામાં નહિ રહેવું પડે. આ ઘાતકી ઇચ્છાને વશ થઈ તેણે પોતાના વિચારને અમલમાં મૂકયો અને પરિણામે પોતાના ભાઇનો આ એકનો એક છોકરો મૃત્યુનો ભોગ બન્યો અને પોતાની વિધવા માતાને મહાન દુઃખમાં મૂકી ચાલતો થયો. આ દૃષ્ટાંત બતાવે છે કે મનુષ્ય પોતાની આંધળી સ્વાર્થવૃત્તિ

કે પોતાનું અધિક હિત સાધવામાં પોતાના ભાઈઓ કે ભત્રિજાઓનું ખૂન કરતાં અચકાતો નથી.

વર્ષો પહેલાં હું અને મારો મિત્ર એક પૈસાદાર માણસને ઘેર ગયા. પોતાના હાથ એક બીજામાં પરોવીને બે નાના બાળકો બિછાનામાં સુતા હતા. આ બાળકો તરફ આંગળી કરી તે મને કહેવા લાગ્યો કે આ બે બાળકોને એક બીજાને માટે કેટલો બધો પ્રેમ છે? પણ હું જગતના મનુષ્યોને ઓળખું છું અને આ બાળકોની મનોવૃત્તિ ભવિષ્યમાં કેવું રૂપ લેશે તે પણ જાણું છું. એક વખત એવો આવશે કે જ્યારે તેઓની સ્વાર્થવૃત્તિ તેઓનું સર્વસ્વ બનશે અને તેમનો બંધુભાવ નાશ પામશે. આશરે ત્રીસ વર્ષ પછી આ બે ભાઇઓ વચ્ચે ભેદભાવ એટલી હદ સુધી વધી પડયો કે તેમને એક બીજાનું મોઢું પણ જોવું ન ગમતું. તેમણે પોતાની બાલ્યાવસ્થા આટલા પ્રેમથી પસાર કરી હતી તો પણ તેમની જીંદગીના અંત સમયે બંને ભાઇઓ વચ્ચે એટલો બધો વેરભાવ વધ્યો હતો કે એક ભાઈના મરણની છેલ્લી ઘડીએ પણ બીજો ભાઈ તેની પાસે હાજર ન્હોતો.

વિદ્યાર્થી—સાહેબ, અમારી દશા પણ એવીજ થશે એમ તમને લાગે છે? અત્યારે તો અમને લાગે છે કે અમારા ભાઇઓ ને બ્હેનો સિવાય જીવવું અશકય છે.

શિક્ષક—તમારે એ સમજવું જોઇએ કે આપણું શારીરિક, માનસિક, નૈતિક અને ધાર્મિક જીવન કુદરતે ઘડેલા સનાતન નિયમોને વશ છે. આ નિયમો અમલમાં આવતાં તેના ચોક્કસ પરિણામો આપણે જોઈ શકીએ છીએ. આથી જે લોકો પારકાના ભોગે પોતાને માટે સ્વાર્થવૃત્તિ કેળવે છે તેઓ આંધળા બને છે અને તેમના હૃદય ઘણાજ કઠોર બને છે. સ્વાર્થભાવનાની દુષ્ટવૃત્તિને લીધે પોતાના વ્હાલા સંબંધીઓનું બલિદાન આપતાં તેઓને ખેદ થતો નથી.

વિદ્યાર્થી—સાહેબ, આ સ્વાર્થવૃત્તિનો વિકાસ શું એકદમ જ થતો હશે?

શિક્ષક—આપણી દરેક ટેવ આપણા વિચારો ને કાર્યોથી પોષાય છે. આપણામાં વખતોવખત સ્વાર્થભાવનાની દુષ્ટ વૃત્તિને લીધે બીજાઓના સુખનું બલિદાન આપવાની ટેવ પડી જાય તો આપણે તે ભાવનાને પોષીએ છીએ. આમ વારંવાર કરવાથી આપણી સ્વાર્થભાવનાની ટેવ કાયમની બની જાય છે. આવી ટેવ પડવાને લીધે આપણી દરેક હલકી ઇચ્છા અધમ પ્રેમવૃત્તિ કે ધિક્કાર ઉત્પન્ન કરે છે. આવી અધમ પ્રેમવૃત્તિ અને ધિક્કાર આપણા દરેક મીઠા સંબંધને ઝેર જેવો બનાવે છે.

વિદ્યાર્થી—સાહેબ, તમે આ વસ્તુ ઉદાહરણ આપી સમજાવશો?

શિક્ષક—બેશક સમજાવીશ. કોઇ એક કુટુંબમાં બે ભાઈઓ રહેતો હતા. એક ભાઈ પોતાના બાપની સેવા કરવામાં જ આનંદ માનતો, જ્યારે બીજો બાપની ઇચ્છાઓની અવગણના કરતો. તેના પિતાએ આ વસ્તુ જોઈ. તે એક ડાહ્યો માણસ હતો. તેને ખબર હતી કે તેના પુત્રો એક બીજાથી વિરૂદ્ધ માર્ગે જતા હતા. તેને લાગ્યું કે પહેલો પુત્ર તેના મિત્ર જેવો બનશે અને પોતાની ફરજ બજાવવામાં કદી ચુકશે નહિ, જ્યારે બીજો હલકટ મનોવૃત્તિનો બનશે ને પુત્રના નામને લજાવશે. તેણે બન્ને પુત્રોને સમાજમાં સારા માણસોની સંસર્ગમાં રાખવા બનતો પ્રયત્ન કર્યો. તેને એ જોઈ અજાયબી થઈ કે પહેલો છોકરો એક સજ્જનના લક્ષણો વધુને વધુ કેળવતો ગયો જ્યારે બીજો તેથી ઉલ્ટી દિશામાં જવા લાગ્યો. મને ખબર છે કે વર્ષો પછી આ પિતા માંદો પડયો ત્યારે આ પુત્રે તેની ઘણીજ સારી રીતે સેવા ચાકરી કરી અને તેના જીવનના છેલ્લા દિવસોમાં તેણે પિતાના ચિત્તને ઘણીજ શાંતિ આપી. આથી ઉલટું પેલા બીજો પુત્રે તેના પિતાના છેલ્લા દિવસોમાં ઘણીજ કડવાશ ઉભી કરી. આ સારો છોકરો જે પોતાના પિતાની સેવામાં

પોતાની જાતને ભૂલી જતો તે પિતાના મરણ પછી પણ પોતાના કુટુંબના હિત અને લાભ માટે પોતાનો ભોગ કુદરતી રીતેજ આપતો રહ્યો. તેણે પોતાના નાના ભાઈઓ માટે જાણે તે પોતાનાજ બાળકો હોય એવી રીતે ઘણું ઘણું કર્યું. તેણે પોતાનામાં સેવાની ભાવના કેળવેલી હોવાને લીધેજ તે આ બધું કરી શકયો.

વિદ્યાર્થી—સાહેબ, અમારી સ્વાર્થવૃત્તિને લીધે અમે અમારા ભાઇઓ ને બ્હેનોનો ભોગ આપીએ છીએ કે તેથી ઉલ્ટી રીતે વર્તીએ છીએ તે અમે કેવી રીતે જાણી શકીએ?

શિક્ષક— આ વસ્તુ સ્પષ્ટ કરવા હું તમને દૃષ્ટાંતો આપીશ.

એક માણસ ગરીબ અવસ્થામાં મરી ગયો. તે પોતાની પાછળ એક મોટું કુટુંબ મુકી ગયો. તેનો એક છોકરો બાપના મરણ પછી વિચિત્ર રીતે વર્તવા લાગ્યો. પોતાના નાના ભાઇઓ ને બ્હેનો ન જમે ત્યાં સુધી તે પોતાનું ભોજન લેતો નહિ. તેની દાદીએ આ જોયું. આ છોકરાની ઉમર માત્ર તેર કે ચૌદ વર્ષની જ હતી. પણ તેની દાદીએ જોયું કે આ છોકરો રોજ બધા જમ્યા પછીજ જમતો. તેના નાના ભાઇઓ ને બ્હેનો હજી પ્રાથમિક શાળામાં ભણતા હતા અને તે માધ્યમિક શાળામાં શીખતો હતો એટલે તેની દાદીએ એક દિવસ તેને માટે કોટનું કપડું ખરીદ કર્યું. તેની દાદીમાએ તેને કહ્યું કે આ કાપડનો તારે માટે એક કોટ સીવડાવી લેજે. આ છોકરો કપડું દરજીને ત્યાં લઈ ગયો અને પોતાના બે નાના ભાઇઓ માટે બે કોટ સીવડાવી લાવ્યો પણ પોતાને માટે કંઈ જ ન કરાવ્યું. જ્યારે તેની દાદીમાને આ ખબર પડી ત્યારે આ આત્મભોગ આપનાર છોકરાને છાતીસરસો ચાંપી આનંદના આવેશમાં આવી કહેવા લાગી કે તું જ્યાં સુધી જીવતો છે, ત્યાં સુધી આપણા કુટુંબને કદી પણ દુઃખ જોવાનો વારો આવશે નહિ. આ બનાવ પછી દાદીનો પ્રેમ તેના ઉપર દિવસેદિવસે ઘણોજ વધતો ગયો. આ પુત્રની પછીની જીંદગી આખા કુટુંબ માટે એક આશીર્વાદ સમાન થઈ

પડી, કારણ તે પોતાના કુટુંબને ઘણીજ ગરીબીમાંથી ઉંચે લઈ સુખ અને સામર્થ્ય આપી શકયો.

હું એક બીજા છોકરાની વાત પણ જાણું છું અને તેનામાં પણ મ્હેં આ ભાવના જોઈ હતી. આ છોકરો નિશાળે જતો ત્યારે તેને ખીસા ખર્ચના પૈસા મળતા. ત્યારે તેની ઉમર ભાગ્યે જ છ કે સાત વર્ષની હતી. એક દિવસ કોઈ એક દુકાનમાંથી તે કંઇક ખરીદી કરવા જતો હતો, એટલામાં કોઈ એક ગંદા કપડાં પહેરી દુકાનદારની ચીજો આતુરતાથી જોઈ રહેલા છોકરાને તેણે બ્હાર ઉભેલો જોયો. આ છોકરાએ દુકાનદારને પોતાના ખીસાખર્ચના પૈસા આપી ધીમેથી કહ્યું કે પેલા ગરીબ છોકરાને જે વસ્તુ જોઇએ તે આપો. આ ભાવના તેનામાં દિવસેદિવસે એટલી દૃઢ બની કે તહેવારને દિવસે તેને ખર્ચ કરવા જે પૈસા મળતા તે પણ તે પોતાના નાના ભાઇઓને મનગમતાં રમકડાં અને મિઠાઇ અપાવવામાં ખર્ચતો અને પોતાને માટે કંઈ પણ લેતો નહિ. તેની પંદર વર્ષની ઉંમરે આ છોકરાની પોતાના કુંટુંબ માટેની ત્યાગવૃત્તિ તેના જીવનમાં એક ધ્યાન ખેંચતી વસ્તુ થઈ પડી અને તેણે આખાયે કુટુંબનો વિશ્વાસ મેળવ્યો. આ આચરણથી તે પોતાના કુટુંબનો આધારરૂપ બન્યો અને કુટુંબને આશીર્વાદસમાન થઇ પડયો.

વિદ્યાર્થી—સાહેબ, અમે આ ઉંમરે પણ આ સુંદર ભાવનાને અમારા જીવનમાં કેળવી શકીએ ?

શિક્ષક—જીવનમાં કોઇ પણ સારી વસ્તુની શરુઆત ગમે તે ઉંમરે થઈ શકે. દરેક સારી ટેવ એક જાતનું ભૂષણ છે, જે પ્રાપ્ત કરવું જોઇએ. શરુઆતમાં સારી ટેવ પાડવી એ અઘરૂં થઈ પડે છે, પણ આપણે આપણા વિચારો ને કાર્યોથી તે ટેવને કેળવીએ તો વખત જતાં બીજાનું સારું કરવાની કે પોતાનો ભોગ આપવાની ભાવના આપણામાં અવશ્ય આવી જાય છે.

વિદ્યાર્થી—સાહેબ, તમે ઉપર જે કહ્યું તેની અમારા મન ઉપર ઉંડી અસર થાય એવા થોડાંક દાખલાઓ આપશો ?

શિક્ષક—અલબત, હું તમને નીચેના દૃષ્ટાંતો આપું છું:—

બે ભાઈઓ હતા; તેમને અનેક ખરાબ કામો કરવાની બુરી ટેવ હતી અને તેઓ એક બીજાને શત્રુરૂપે ગણતા હતા. એવામાં નસીબજોગે એક વખત તેઓ અમારા સંસર્ગમાં આવ્યા. અમારા સંસર્ગમાં આવ્યા પછી તેઓએ પોતાનાં દુષ્ટ કર્મો તજી દીધાં એટલું જ નહિ પણ તેઓ એક બીજા માટે સમભાવ કેળવવા લાગ્યા. એક વખત એવો આવ્યો જ્યારે તેમને પોતાની મિલ્કતના ભાગ કરી તેની વ્હેંચણી કરવાની જરૂર પડી. મોટા ભાઈએ ફક્ત એક સાદો પોસ્ટકાર્ડ પોતાના ભાઈ ઉપર લખી મિલ્કતના ભાગ કરી નાખ્યા. મોટાભાઇએ પોતાના તરફ જે લાગણી બતાવી તે જોઈ નાનાભાઇનું હૃદય પીગળી આવ્યું. એક ઘર એવું હતું જેના ભાગ થઇ શકે એમ ન્હોતું. મોટાભાઇએ નાનાભાઇને તે ઘર લઈ લેવા કહ્યું જ્યારે નાનાભાઇએ તે ઘરને મોટાભાઇએ જ રાખવું જોઇએ એવી નમ્રતાપૂર્વક વિનંતી કરી. આ પ્રમાણે સમભાવની લાગણીના પ્રભાવથી મિલ્કતની વ્હેંચણી જે હજારો કુટુંબોની અંદર કલેશનું કારણ થઈ પડે છે, તેનો ઉકેલ ઘણી જ સરળ રીતે થઈ ગયો.

હું તમને એક બીજી વાત કહીશ. ત્રણ ભાઇઓમાંથી મોટાભાઈએ મને આ વાત કરી હતી. એ ત્રણે ભાઈઓ એક બીજા તરફ પુષ્કળ સમભાવ દર્શાવતા હતા. એક વખત એક ભાઈ રૂ. ૨૦૦ નો હિસાબ આપી શકયો નહિ. તે પૈસા કોના હતા તેની તેને ખબર ન્હોતી. તેણે પોતાના મોટા ભાઇને આ રકમ લઈ લેવા કહ્યું. પણ મોટાભાઇએ આ રકમ લેવા ના પાડી. તેણે કહ્યું કે આ રકમ કોની છે તે ખબર પડતી નથી, માટે તે ત્હારે રાખવી જોઇએ. હું તે લેવા તૈયાર નથી.

ઉપરના બે દૃષ્ટાંતો ઉપરથી તમે જોઈ શકશો કે જ્યારે બીજાને માટે સમભાવની લાગણીનો વિકાસ થાય છે ત્યારે તે સ્વાર્થના બનાવોનો અંત આણે છે. સ્વાર્થવૃત્તિથી આ આત્મત્યાગ અશકય બને છે અથવા તો અઘરો થઈ પડે છે, પણ બીજાઓ માટેનો સમભાવ આ મુશ્કલીઓનો ઘડીમાં અંત લાવી શકે છે.

વિદ્યાર્થી—સાહેબ, બધા ભાઈઓ ને બ્હેનો સ્વાર્થી બને તો કુટુંબને શું નુકશાન થાય ? બહુ તો તેઓને એક બીજા માટે વધુ નહિ લાગે. પણ કુટુંબ ઉપર તેની અસર કેવી રીતે થાય ?

શિક્ષક—જે છોકરાને પોતાના કુટુંબ માટે સમભાવની લાગણી છે તે પોતાના કુટુંબમાં સંપ રાખી શકે છે. એથી ઉલ્ટું, સ્વાર્થી છોકરો પોતાના કુટુંબના નાશનું કારણ બને છે. હું તમને આ વસ્તુ દાખલા આપી સમજાવીશ.

એક બાઇ હતી. તેનો સૌથી મોટો છોકરો બાર વર્ષની ઉમરનો થયો ત્યારે તેનો પતિ મૃત્યુ પામ્યો. તેને છ બાળકો હતાં. તેના નસીબ જોગે તેનો બીજો છોકરો મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી સોળ કે સત્તર વર્ષની ઉમરે સરકારી નોકરીમાં દાખલ થયો. તેનો નાનો ભાઈ જે તેનાથી ત્રણ કે ચાર વર્ષે નાનો હતો તે ઘણોજ હોંશિયાર હતો. આ છોકરો પોતાની માને હમેશ કહેતો કે મા, આ મારો નાનો ભાઈ ઘણોજ હોંશિયાર નિકળશે. મ્હને તું આશીર્વાદ આપ કે હું તેને કોલેજમાં શિક્ષણ લેવા મોકલી શકું. આ વખતમાં કોલેજનું શિક્ષણ કોઈ ભાગ્યેજ લેતું. આ બીજો છોકરો રાત ને દિવસ પોતાની ઑફિસમાં એકસરખું કામ કરતો, આથી ચાર કે પાંચ વર્ષની અંદર તેના ઉપરી અધિકારીઓ તેના ઉપર બહુજ ખુશ થયા અને તેનો પગાર વધાર્યો. એટલામાં તેનો નાનો ભાઈ મેટ્રીકમાં પાસ થયો અને હવે તેને કોલેજમાં મોકલવા માટે તેની પાસે પુરતાં પૈસા થયા. તે નાના-

ભાઈએ બી. એ., એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી ત્યાં સુધી તેણે ઘણાજ આનંદથી તેની પાછળ પૈસા ખર્ચ્યા.

આ વચલા ભાઈએ ચોથા ભાઈની ઉપર ખુબ ધ્યાન આપ્યું અને તેને ડૉકટરી લાઇનને લગતું સારામાં સારૂં કોલેજનું શિક્ષણ લેવડાવ્યું. આ છોકરો એક પ્રખ્યાત ડૉકટર બન્યો. પેલા બીજા છોકરાએ પોતાના બે નાના ભાઈ માટે આટલું કર્યા પછી સૌથી મોટા ભાઈને પણ કલકત્તે જઈ હોમીયોપથીનો અભ્યાસ કરવા કહ્યું. તેણે પોતાની સૌથી નાની બ્હેનને પણ સારે ઠેકાણે પરણાવી દીધી. આ પ્રમાણે એક સારા છોકરાએ આખાયે કુટુંબનો ઉદ્ધાર કર્યો. હું એવાં બીજા કુટુંબો પણ જાણું છું કે જે સૌથી મોટા ભાઈની આંધળી સ્વાર્થવૃત્તિ અને પોતાના ભાઈઓ ને બ્હેનોના સુખનો ભોગ આપવાને લીધે નાશ પામ્યા છે. સમભાવની લાગણી ઐકયતાની નિશાની છે. જેમ આપણા શરીરનું ચેતન આપણને જીવતા રાખે છે, તેવીજ રીતે બીજાઓપ્રતિ સમભાવની લાગણી કુટુંબ અથવા કોઈપણ સંયુક્ત સંસ્થાને સંગઠિત અને એકત્ર રાખે છે.

વિદ્યાર્થી—સાહેબ, તમને એમ નથી લાગતું કે સમભાવની લાગણી ભલે બીજાનું ભલું કરે પણ સમભાવ રાખનાર માણસ તો છેવટે તેમાંથી કંઈજ મેળવતો નથી.

શિક્ષક—તમે આ એક ઘણો સારો સવાલ પૂછયો છે. તમારે હવે ઉડાઉ સ્વભાવવાળા અને સેવાભાવી મનુષ્ય વચ્ચેનો તફાવત જાણવો જોઈએ. ઉડાઉ સ્વભાવવાળો માણસ પોતાની કારકીર્દિનો નાશકર્તા બને છે, જ્યારે આત્મભોગ આપનાર મનુષ્ય એક વસ્તુ કેમ મેળવવી અને બીજાને કેવી રીતે આપવી તે જાણે છે. જે માણસ પોતાના આખાયે કુટુંબને પોષવાની શક્તિ કેળવે છે તે પોતાની જાતને મદદ કરવાની શક્તિ તો ચોક્કસ જ મેળવે છે પોતાની જાતને મદદ કરવાની તેની શક્તિ એટલી બધી વધી જાય છે કે બીજાઓનો ભાર પણ તે ઘણીજ સફળતાથી ઉપાડી

શકે છે. મને હમેશ લાગે છે કે કુટુંબમાં આવા છોકરા જેવો બીજો એકે છોકરો નથી. એ ખરૂં છે કે તે પોતાના થોડાક દ્રવ્યનો ભોગ આપે છે, પણ તેથી તેની પૈસા કમાવાની શક્તિ કે તેની જાતનું પોષણ કરવામાં તેને જરાએ અડચણ પડતી નથી. આવો મનુષ્ય જે પૈસા આપે છે તેના બદલામાં અનેકગણો ઉપકાર અને સેવા પાછી મેળવે છે. જે મનુષ્ય પાસે દુનિયાની બધી ચીજો છે પણ જેનું જીવન ઉચ્ચ નથી, તેના દ્રવ્યની કિંમત શું હોઈ શકે ? જે મનુષ્યનું જીવન ઉચ્ચ નથી તે જીવતો હોવા છતાંએ મરેલાસમાન છે. પોતાનો ભોગ આપનાર માણસ ઉચ્ચ જીવન પ્રાપ્ત કરી શકે છે.

## પ્રકરણ ૫ મું

### માબાપ અને વડીલો પ્રત્યે માન અને પૂજ્યભાવ.

“ આપણે ઉચ્ચ થવા માગતા હોઈએ તો આપણે આપણાથી ચઢીયાતાને ઉચ્ચ ગણવા જોઈએ. ”—ટ્રોલોપ.

“બીજા તરફ પૂજ્યભાવ બતાવવો, આપણી જાતને અને આપણા જીવનને તેની સેવામાં મૂકી દેવું તે ગુલામી નથી. તેથી આ દુનિઆમાં મનુષ્ય ઉત્તમ પ્રકારનું જીવન ગાળી શકે છે.”—રસ્કીન.

નીતિશિક્ષણના સમયમાં વિદ્યાર્થીઓ ભેગા થતાં શિક્ષકે કહ્યું કે આપણા અનેક સંબંધોની અંદર આપણે સાચી વર્તણુક ધારણ કરી શકીએ એ માટે કયા ગુણો ખીલવવા જોઈએ એ વિષય ઉપર હું આજે ચર્ચા કરવા માગું છું. આમાનો એક ગુણ તે સાચી માનવૃત્તિ કે પૂજ્યભાવ છે. આ ગુણ આપણને પારકાની ઉંમર, અનુભવ, મોભ્ભો અને તેની અંદર રહેલા સુંદર ભાવોને માન આપવાનું શીખવે છે. જેવી રીતે બહારનું સૌન્દર્ય જોવાને આપણને ચર્મચક્ષુઓની જરૂર છે, તેવીજ રીતે બીજા મનુષ્યોના આંત-

રિક જીવનમાં રહેલી શ્રેષ્ઠતા અને સુંદરતા જોવાને માટે આપણામાં માનની સાચી લાગણી અને પૂજ્યભાવની જરૂર છે.

વિદ્યાર્થી—સાહેબ, તમે આ વસ્તુ ઉદાહરણો આપી સ્પષ્ટ કરશો ?

શિક્ષક—અલબત, હું તે સમજાવીશ. શિખ લોકોના ઇતિહાસમાં કહેલું છે કે તેઓનો પાંચમો ગુરુ તેના પિતાનો પરમ ભક્ત હતો. તેનો એક મોટો ભાઈ પણ હતો. મોટો ભાઇ તેના પિતા તરફ રૂઢિ અનુસાર માન બતાવતો, ત્યારે આ યુવાન તેનામાં રહેલી પૂજ્યભાવનાને લીધે પિતાના આંતરિક જીવનની શ્રેષ્ઠતા અને સુંદરતા જોઈ શકતો. એ શ્રેષ્ઠતા અને સુંદરતાને વખાણી શકવા માટે તેનામાં નમ્રતા હતી અને તેના બાપને તે ગુરુ તરીકે જ લેખતો. જો કે આ બન્ને યુવાન એક જ પિતાના પુત્રો હતા, તો પણ એકની અંદર પૂજ્યભાવ હતો, અને બીજામાં તે ન્હોતો, એથી પિતા તરફની તેમની વર્તણુકમાં પણ ઘણો ફેરફાર પડયો. આ પૂજ્યભાવનાથી ઉચ્ચ સ્થિતીએ પ્હોંચેલા યુવાને શિખોના ઇતિહાસસાં પોતાનું નામ અમર કર્યું છે. એવીજ રીતે મહાત્મા બુદ્ધના ઇતિહાસ તરફ આપણે નજર કરીશું તો માલમ પડશે કે તેનો એક પિત્રાઇ ભાઈ આનંદ બુદ્ધનો પરમ શિષ્ય હતો, કારણ તેની પૂજ્યબુદ્ધિએ મહાત્મા બુદ્ધના જીવનમાં રહેલી સુંદરતાનું તેને દર્શન કરાવ્યું, જેને એ પોતાના ગુરુ તરીકે પૂજતો, જો કે ગૌતમ બુદ્ધ તો એનો એક પિત્રાઈ ભાઈ જ હતો. બુદ્ધના બીજા અનેક સગાઓ પણ આ સમયે જીવતાં હતાં, પણ તેઓ તેના જીવનમાં રહેલી મહત્તાને ન જોઈ શકયા અને તેમને બુદ્ધના દાખલાથી કાંઈ પણ લાભ ન થયો. આમાના કેટલાકોની વર્તણુક તો બુદ્ધની વિરૂદ્ધ પણ હતી.

આ પૂજ્યબુદ્ધિની ભાવના પુત્રને કે સગાસંબંધીને કે બીજા કોઈને પારકાના આંતરિક જીવનમાં રહેલા ઉત્તમ ગુણોનું દર્શન

કરાવે છે, અને તેનું અભિમાન જાગૃત કરે છે એટલુંજ નહિ પણ પોતાના જીવનમાં રહેલા ઉત્તમ ગુણો કેળવવાને પણ મદદગાર થઈ પડે છે.

વિદ્યાર્થી—સાહેબ, મનુષ્યમાં રહેલી પૂજ્યભાવના બીજામાં રહેલાં સુંદર ગુણોનું તેને કેવી રીતે દર્શન કરાવે છે?

શિક્ષક—મનુષ્યમાં જ્યારે પૂજ્યબુદ્ધિનો ઉદય થાય છે ત્યારે તે પારકામાં રહેલા સારા ગુણો જોઈ શકે છે એટલું જ નહિ પણ બીજાના સુંદર ગુણોને પોતાના ગુણો સાથે સરખાવી પોતાની જાતને રંક માને છે. આ પ્રમાણે તે વિનયી બને છે. આ નમ્ર ભાવનાને લીધે બીજાના શ્રેષ્ઠ ગુણોની મહત્તા તે જોઈ શકે છે અને તે ગુણોને પોતાના જીવનમાં દાખલ કરી શકે છે. તેનામાં રહેલી પૂજ્યબુદ્ધિ પોતાની પૂજ્ય વસ્તુમાં રહેલા ગુણનું તેને દર્શન કરાવે છે અને તે તેનું અનુકરણ કરે છે અને ધીરે ધીરે પોતાના જીવનમાં પણ તેનો મેળ સાધી શકે છે.

વિદ્યાર્થી—આ વસ્તુ સાબિત કરવા અમને થોડાંક દૃષ્ટાંત આપશો?

શિક્ષક—અંગ્રેજી સાહિત્યમાં ડૉ. જોન્સન અને તેના શિષ્ય અને જીવનકથાકાર જેમ્સ બોસ્વેલની એક વાર્તા છે. જેમ્સ બોસ્વેલ એક બેરિસ્ટર હતો; તેના મન ઉપર ડૉ. જોન્સન કે જે તે વખતના સાહિત્ય લેખકોમાં મોખરે હતો, તેના લખાણની એટલી ઉંડી અસર થઇ હતી કે તેની આખી જીંદગી દરમ્યાન તેનું હૃદય ડૉ. જોન્સન તરફ આકર્ષાયા કરતું. તે ડૉ. જોન્સનની નજદીક રહેવા કોઇ પણ તક જવા ન દેતો અને ડૉકટરે ટાંકેલા અનેક દાખલાઓ અને તેના વચનોનો તે સંગ્રહ કરતો. બીજાઓ ડૉ. જોન્સનના જીવનમાં જે ગુણો ન જોઇ શક્તા તે બોસ્વેલ જોઈ શકતો. ડૉ. જોન્સનની જીભ પર બોસ્વેલનું નામ હંમેશ હોય જ. જ્યારે ડૉ. જોન્સન મરી ગયો ત્યારે બોસ્વેલે તેનું જીવનચરિત્ર

લખ્યું. બોસ્વેલ એક મહાન લેખક તરીકે જાણીતો ન્હોતો, પણ જોન્સન પ્રત્યેની તેની પૂજ્યવૃત્તિને લીધે તે એક એવું ઉત્તમ જીવનચરિત્ર લખી શકયો જે જીવનચરિત્ર સાહિત્યમાં શેકસપીયરના નાટકો જે સ્થાન ધરાવે છે, તેવું સ્થાન પ્રાપ્ત કરી શકયો. આ ગુણને લીધે તે એક અમર લેખક બની ગયો. એમ કહેવાય છે કે ડૉ. જોન્સન પોતાના લખાણોથી જેટલી અમર કીર્તિ ન મેળવી શકયો તેના કરતાં અનેકગણી કીર્તિ બોસ્વેલના લખેલા તેના જીવનવૃત્તાંતથી મેળવી શકયો.

વિદ્યાર્થી—સાહેબ, તમે અમને કહી શકશો કે આ ગુણ અમારા માબાપ અને બીજાઓ તરફના સંબંધને કેવી રીતે સુધારી શકે?

શિક્ષક—હું પ્રથમ માબાપના સંબંધમાં આ વસ્તુ લાગુ પાડીશ. એક રાજાના સંબંધમાં એમ કહેવાયું છે, કે જ્યારે તેને કોઇ પૂછતું કે તમે દાઢી કેમ રાખો છો ત્યારે તે જવાબ આપતો કે હું દાઢી રાખું છું એનું કારણ એ છે કે દુનિયામાં ઉત્તમ પુરુષે તે રાખી હતી. આ ઉત્તમ પુરુષ તે તેનો પિતા હતો. તેનામાં રહેલી પૂજ્યબુદ્ધિએ તેની પાસે આ શબ્દો બોલાવ્યા. આથી ઉલટું, પૂજ્યબુદ્ધિના અભાવને લીધે એક કોલેજના યુવાન પર શી અસર થાય છે તે હું સમજાવીશ. એક દિવસે શાળામાં ભણતા એક યુવાને મારી પાસે આવી કહ્યું કે સાહેબ, મારા લગ્ન થવાના હોવાથી મને મહેરબાની કરી છૂટ્ટી આપશો. મેં કહ્યું, કે તું હજી બી.એ. પણ પાસ થયો નથી, તો આટલાં વ્હેલાં લગ્ન તું શા માટે કરે છે? તેણે જવાબ આપ્યો કે મારો ઘરડો બાપ ઘણા જ જુના વિચારનો છે, ને તેણે પોતાની સાન ગુમાવી છે અને તે મને પરણવાને ફરજ પાડે છે. હું આ શબ્દો સાંભળી આભો જ બની ગયો. મેં કહ્યું, કે તું તારા બાપના સંબંધમાં આવી હલકી ભાષા વાપરતાં શરમાતો નથી? ત્યારે છોકરાએ જવાબ આપ્યો કે મને તે જે અન્યાય

કરવા માગે છે, તે જોતાં તેના સંબંધમાં વધારે સારા શબ્દ વાપરવા યોગ્ય નથી. આ યુવાને વિનયપૂર્વક લગ્ન કરવાની ના કહી હતે તો તે ડહાપણ ભરેલું ગણાતે પણ તેણે પોતાનું ચિડિયાપણું બતાવવું જોઈતું ન્હોતું. આ પ્રમાણે તમે જોઈ શકશો કે આદર અથવા પૂજ્યભાવનો અભાવ પુત્રના જીવનને કેટલું પાયમાલ કરે છે.

વિદ્યાર્થી—સાહેબ, આ છોકરાએ પોતાના બાપના સંબંધમાં જે શબ્દો વાપર્યા તે ઘણા જ શરમભરેલા હતા. પણ અમારામાં આ ગુણ નથી એમ અમે કેમ જાણી શકીએ?

શિક્ષક—જે છોકરાને પોતાના બાપ માટે માન અથવા પૂજ્યભાવની લાગણી નહિ હશે તેની પોતાની અધમ પ્રેમવૃત્તિ કે ધિક્કાર સંતોષ ન પામતાં તે પોતાના બાપનું ભુંડું બોલવામાં આનંદ લેશે. એથી ઉલ્ટું, જે છોકરાને પોતાના પિતા માટે માન અથવા પૂજ્યભાવની ખરી લાગણી હશે તે બીજો કોઈ પોતાના બાપનું ભુંડું બોલશે તો તે સહન કરી શકશે નહિ. હું તમને એક દાખલો આપીશ કે આપણી પૂજ્યભાવના આપણી પૂજય વસ્તુનું ખરાબ બોલાતા આપણા હૃદયમાં કેટલું દુઃખ ઉત્પન્ન કરે છે. હું જે શાળામાં શીખતો હતો ત્યાં એક શિક્ષક જે બધા છોકરાને ખુબ મારતો હતો તે અમારી ચર્ચાનો વિષય થઈ પડયો. કેટલાક છોકરાઓ તેની પાછળ તેનું ખરાબ પણ બોલતા. એક છોકરો જે પાછળથી બીજા બધા વિદ્યાર્થીઓનો માનીતો થઈ પડયો તેણે ગુસ્સે થઈ કહ્યું કે તમે જે હિતેચ્છુના હાથ નીચે રોજ શિક્ષણ લો–છો તેનું બૂરૂં બોલતાં શરમાતા નથી? તે છોકરાની પૂજ્યબુદ્ધિએ મારા મન પર ઘણી જ ઉંડી અસર કરી. આ પ્રમાણે જે માણસને બીજા માટે માન હશે તે તેના ગુણગાન ગાવામાં આનંદ માનશે અને તેનું ખરાબ બોલાતાં તે દુઃખી થશે.

વિદ્યાર્થી—સાહેબ, કોઈનું બુરૂં બોલવું એ શું પાપ છે?

શિક્ષક—પોતાનું મલિન અંતઃકરણ સંતોષવાને માટે જો

આપણે તેની પાછળ તેનું ભુંડું બોલતા હોઇએ તો તે પાપ છે. અને જે માણસો પોતાના હિતેચ્છુનું ખરાબ બોલે છે તેમની બાબતમાં તો તે અક્ષમ્ય છે. એમ કહેવાય છે કે મહાન સિકંદરના કેટલાક પ્રધાનોએ તેની પાસે ફરિયાદ કરી કે તમારી માતા રાજ્યની બાબતોમાં નકામું માથું મારે છે. તેને પોતાની માતા માટે ઘણું જ માન હતું. તેણે ધીરેથી જવાબ આપ્યો કે તમને ખબર છે કે મારી માતાનું એકજ આંસુનું ટીપું તમારી બધી ફરિયાદો પર પાણી ફેરવશે? જગત જીતનાર આ રાજાને પોતાની મા માટે કોઇપણ જરા પણ ખરાબ બોલે તે માટે આટલું બધુ દુઃખ લાગતું. નેપોલિયનના સંબંધમાં પણ કહેવાય છે કે તે ફ્રાન્સનો શહેનશાહ બન્યો અને તે જગત આખાને ધ્રુજાવતો. એક દિવસ તે પોતાના બાગમાં ફરતો હતો. તે શહેનશાહ હોવાથી તેની પાસે આવનાર બધા તેના હાથને ચુમતા. એક વખત તેની માતા તેની પાસેથી પસાર થઇ. રાજાએ રોજની ટેવ મુજબ પોતાનો હાથ ચુમવા તેની તરફ લંબાવ્યો. આ જોઇ તેની માતાએ ઘણીજ ગંભીરતાથી કહ્યું કે મ્હારા વ્હાલા પુત્ર, ત્હારો હાથ પાછો ખેંચી લે. તેની માતાએ પોતાનો હાથ લંબાવી કહ્યું કે તારે આ હાથને ચુંબન કરવું જોઇએ કારણ એ હાથેજ તારૂં જીવન ઘડ્યું છે, ને તને કીર્તિ અપાવી છે. આ શહેનશાહ જેને પોતાની માને માટે ઘણોજ પૂજ્યભાવ હતો તેણે વિનયથી પોતાની માતાનો હાથ પકડી તેના હાથને ચુંબન કર્યું. તે પોતાની માને પૂજ્ય ગણતો એટલુંજ નહિ પણ તેને માટે તેને અભિમાન પણ હતું. આનાથી ઉલ્ટો હું તમને બીજો એક કારકુનનો દાખલો આપીશ, જેને પોતાની સ્ત્રી પ્રત્યે એટલો બધો મોહ હતો કે તેના હૃદયમાંથી પોતાની મા માટેનો પ્રેમ સદંતર ક્ષીણ થઇ ગયો હતો. એક રાત્રે તે કોઈ દૂરના સ્ટેશનથી પાછો ફર્યો અને પોતાની પત્નીને મળ્યો ત્યારે તેણે તેના કાન ભંભેર્યા. આથી તેણે બીજે દિવસે સવારે પોતાની

માની સાથે ઝગડો કર્યો. તેણે પોતાની માને પૂછયું કે તું મારી પત્નીને શા માટે દુઃખ આપે છે? ત્યારે તેની માએ જવાબ આપ્યો કે શું તારી પત્ની તને આટલી સ્હેલાઇથી ખોટે રસ્તે દોરવી શકે છે? તું એ ન ભૂલી જઇશ કે તારો બાપ તને પાંચ વર્ષનો મુકી મરી ગયા ત્યારે તારૂં પોષણ કરવા અને તને ભણાવવા માટે મને ઘણાં હલકાં કામો કરવા પડતાં. તું જ્યારે યુવાનીમાં આવ્યો ત્યારે આ છોકરી જેને તું અત્યારે પૂજે છે, તેની સાથે તને પરણવવા મારે અનેક જેહમત વેઠવી પડી હતી. હું વૃદ્ધ સ્ત્રી છું. હું જાણું છું કે પોતાના બીન અનુભવને લીધે યુવાન છોકરીઓને કેટલું સહન કરવું પડે છે, એટલા માટે મારે તેના પર દાબ રાખવો પડતો. આ બધું કરવા માટે મારો ઉપકાર માનવાને બદલે અને મને તેના એક હિતેચ્છુ ગણવાને બદલે તું તેની ભંભેરણીથી મારી વિરૂદ્ધ જાય છે. મને એ અજાયબી થાય છે કે મારૂં કંઈ પણ સાંભળ્યાવિના તેં મને ઠપકો આપ્યો. તેની માએ આ વાત યુવાનને ઘણીજ સમજાવીને કરી તોપણ તેનો પિત્તો ઉકળી ગયો અને તેણે પોતાના હાથમાં કોઈ હથિયાર લઈ તેની માને માથાપર એટલો જોરથી ફટકો માર્યો કે તેના માથામાંથી લોહીની ધાર વ્હેવા લાગી. આ બાઇ તેનો છોકરો તેની તરફ કેવી ઘાતકી રીતે વર્ત્યો હતો તે કહેવા પોતાના કોઇ હિતેચ્છુ પાસે આવી ત્યારે હું ત્યાં હાજર હતો. પોતાની મા માટે માનની લાગણીના અભાવે પુત્રને પશુ જેવો બનાવ્યો. આ પ્રમાણે તમે જોઈ શકશો કે આપણા માબાપ અને મોટાઓ પ્રત્યે આપણે માનથી વર્તવાની કેટલી જરૂર છે. અને જો તે ભાવના આપણામાં નહિ હોય તો આપણે મનુષ્ય તરીકે નહિ રહીએ.

વિદ્યાર્થી—સાહેબ, આપણા માબાપ અને વડીલો પ્રત્યે માનની ખરી લાગણી કે પૂજ્યભાવ અમારા સંબંધને કેવી રીતે સુધારી શકે છે?

શિક્ષક—જે મનુષ્યને બીજાને માટે માનની લાગણી છે, એ પોતે જેને માનથી જુએ છે, તેને તે એટલું બધુ પવિત્ર ગણે છે કે પોતાની નીચ લાગણીને પોતાના સંબંધની આડે આવવા દેતો નથી. આપણામાં ખરો પૂજ્યભાવ હોય તો તે આપણા અભિમાનને અંકુશમાં રાખે છે; એથી ઉલ્ટું આપણામાં એ અભિમાન જાગૃત રહે તો આપણામાં બીજા માટે પૂજ્યભાવ નહિ રહે અને આપણે આપણી જાત માટે એટલો બધો ઉંચો અભિપ્રાય ધરાવશું કે જાણે બીજા બધા આપણાથી ઉતરતાં છે. આ અભિમાનજ ઘણા પવિત્ર સંબંધને તોડી નાખે છે. અભિમાન આપણને ગાંડા બનાવી દે છે. તે આપણને બીજા તરફ બેદરકાર બનાવે છે. આપણી પૂજ્યભાવનાજ આપણી પૂજ્ય વસ્તુ તરફ આપણા અભિમાનને ગાળી નાખે છે. આ વસ્તુ ઘણા દાખલાઓથી સમજાવી શકાય. એક બાઈ હતી. તે પોતાના પાડોશીઓમાં કજીયાખોર ગણાતી હતી. પણ તેને પોતાના ધણી માટે ઘણુંજ માન હતું. આપણે સાધારણ રીતે માબાપ, પતિ કે પત્ની તરફ માનથી જોતાં નથી, કારણ તેઓનો સતત પરિચય આપણામાં તિરસ્કાર ઉત્પન્ન કરે છે. પણ આ બાઇને પોતાના પતિ માટે ખરો પૂજયભાવ હતો. તે કોઇને પણ દાદ ન દે, છતાં પણ તેના પતિનો એક શબ્દ તેને શાંત કરી દેતો. એક વખત આ બાઇનો ધણી માંદો પડયો અને તેની સેવામાં તે પોતાની જાતને તદ્દન ભૂલી ગઇ. તેના પતિને કંઈ ચેન પડતું ન્હોતું. આથી તેણે તેની પત્નીને કહ્યું કે તું કંઈક ગા, જેથી મારુ દુઃખ ઓછું થાય. ઓરડામાં બીજાં ઘણાં માણસો બેઠેલાં હતાં, એટલે તેને શરુઆતમાં ગાતાં શરમ લાગી. તેના પતિએ કહ્યું કે તું ગાશે તો હું સારો થઈ જઇશ. આથી તેણે પોતાના સંકોચને દૂર કર્યો અને આગળ કોઇ વખત ગાયું ન્હોતું એવું સરસ રીતે ગાયું. ત્યાર પછી તેણે પોતાના પતિને કહ્યું કે તમારે બીજું કંઈ પણ જોઇતું હોય તો મને કહો. તમે સારા થાઓ

એ માટે હું મારાથી બનતું કરીશ. આ બાઇ કે જે બીજાઓના સંબંધમાં અભિમાની જણાતી હતી તેને પોતાના પતિ સાથે આટલી નમ્રતાપૂર્વક વાત કરતી જોઈ ત્યાં હાજર રહેલાઓને ઘણુંજ આશ્ચર્ય થયું.

કોઈ એક સારા કુટુંબનો છોકરો હતો. તેને શિક્ષણ માટે ઘણોજ પ્રેમ હતો. તેનાથી હલકી નાતનો એક છોકરો વિદ્યાપીઠનો સ્નાતક હતો. આ પૈસાદાર છોકરાને તે વિદ્યાપીઠના સ્નાતક માટે ઘણુંજ માન હતું. તે તેની પાસે જતો અને શીખતો. તે ભણેલો છોકરો પોતાને માટે જે કંઈ કરતો તેના બદલામાં આ છોકરો તેના ઓરડાનું ઝાડુ કાઢતો, તેને માટે પાણી લાવતો, તેની પગચંપી કરતો, તેને પંખો નાખતો, અને બજારમાંથી તેને માટે ચીજો લાવતો. તેને આ બધું કરતાં જરા પણ અડચણ પડતી નહિ. લોકોએ તેને મ્હેણાં માર્યાં કે તારા જેવા ઉચ્ચ જ્ઞાતિના છોકરાએ આવું હલકું કામ કરવું જોઇએ નહિ. તે છોકરો હંમેશ જવાબ આપતો કે તેને હું એટલો મહાન માનું છું કે તેની કોઈ પણ સેવા કરવી એ મારે મન મોટો આનંદ છે. તેણે મને સેવા કરવાની તક આપી છે તે માટે હું તેનો આભારી છું. આ પ્રમાણે પૂજ્યભાવ અભિમાનનો નાશ કરે છે. જો આપણે એ વસ્તુ જોઈ શકીએ કે અભિમાન ઘણાએ કુટુંબોના નાશનું કારણ છે, તો અભિમાનરૂપી ઝેરને ઉતારનાર માનવૃત્તિની કિંમત આપણે આંકી શકીશું.

વિદ્યાર્થી—સાહેબ, અભિમાનથી જે જોખમ આવી પડે છે, તેના દાખલાઓ આપશો ?

શિક્ષક—એવા દાખલાઓ તો દરેક ઘરની દરેક ભીંત ઉપર લખેલા માલમ પડે છે. એવી કોઈ પણ વસ્તુ નથી જેને અભિમાન દુષિત કરતું નથી. કોઈ એક છોકરાએ અધવચમાં જ પોતાનું ભણતર છોડી દીધું હતું. વિદ્યાપીઠના કોઈ એક યુવાન સ્નાતક, જેને મન ભણતર એક કિંમતી ચીજ હતી, તેણે તે છોકરાને

પોતાનું ભણતર ફરીથી આગળ ચલાવવા પ્રેરણા આપી, અને તેણે તે છોકરાને શીખવવાનું માથે લીધું. તે છોકરો મેટ્રીકમાં પાસ થયો. ત્યાર પછી તેણે તે છોકરાને કોલેજમાં દાખલ કરાવ્યો, જ્યાં એ પોતે પણ કાયદાનો અભ્યાસ કરતો. એક દિવસ આ વિદ્યાપીઠના સ્નાતકે કોલેજના પ્રથમ વર્ષમાં ભણતા પેલા છોકરાને કંઈક ખોટું કામ કરવા માટે ઠપકો આપ્યો. આ છોકરો જે અભિમાનથી છલકાઈ ગયો હતો અને જેનામાં જરાયે પૂજ્યબુદ્ધિ ન્હોતી તેણે ઉદ્ધતાઇથી પોતાના હિતેચ્છુ અને શિક્ષકને ઉઠાવીને કહ્યું કે તમને ખબર છે કે મને તમારી જરા જેટલી પણ પરવા નથી? તમે સ્નાતક હો તેથી મને શું? થોડીક ચોપડીઓ ગોખી તમે પરીક્ષા પાસ થયા છો. કોઈ પણ માણસ તે સ્હેલાઇથી કરી શકે. તમે એમાં આટલું અભિમાન શા માટે રાખો છો? આ ઉદ્ધત વિદ્યાર્થી કદી પણ સ્નાતક થયો નહિ. અભિમાન આ પ્રમાણે યુવાનોના જીવનનું સત્યાનાશ વાળે છે.

બીજો એક છોકરો હતો. તે એમ. એ. બન્યો. તેની અભિમાનવૃત્તિએ એવું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું કે તે કોઇને પણ પોતાનાથી ઉચ્ચ માનવા તૈયાર ન્હોતો. એ છોકરામાં એક સારા લેખકના ગુણો હતા. પણ તેણે પોતાની તક ગુમાવી દીધી. એક દિવસ તેણે પોતાનો પહેલી જ વાર લખેલો લેખ એક વર્તમાન પત્રકારને બતાવ્યો. પત્રકારે તેના લેખની થોડીક ટીકા કરી. એથી તે એટલો બધો ગુસ્સે થઈ ગયો કે તેણે પત્રકારનું ફરીથી મોઢું પણ જોયું નહિ. આ પ્રમાણે આ એમ. એ. થયેલો યુવાન પોતાની પ્રગતિ કરી શકયો નહિ અને પોતાના જીવનના અંત સુધી કાંઈ પણ બીજું સારું કરી શકયો નહિ.

તે બીજાનું ધ્યાન ખેંચે એવું કંઈ પણ લખી શકયો નહિ. આ ઉપરથી તમને એમ નથી લાગતું કે જે પૂજ્યભાવના આ અભિમાનનો પરાજય કરે છે તે ઘણી જ કિંમતી છે, અને તેને શું આપણે કેળવવી ન જોઇએ?

# પ્રકરણ ૬ ઠું

## માબાપ અને બીજા હિતેચ્છુઓ તરફ ઉપકારની લાગણીની જરૂર.

" પરોપકાર એક રેતાળ જમીન સમાન છે જેની અંદર આનંદના બીજનું પોષણ થાય છે."—ઔરબેક.

" પરોપકાર સતત પ્રયત્નોનું ફળ છે; તે લાગણી સામાન્ય જનસમાજમાં જોવામાં આવતી નથી."—જોન્સન.

" અપકાર ભલમનસાઈના ઝરાને સુકવી નાખે છે."—રીશેલ્યું.

શિક્ષક—મેં તમને ગઈ ચર્ચામાં માનની સાચી લાગણી કે પૂજ્યભાવના ગુણને કેળવવા વિશે વાત કરી હતી. જો આપણે એમ સમજીએ કે આ ગુણવડે આપણે આપણા માબાપ, વડીલો અને બીજાઓના હૃદયની મહત્તા સમજી શકીએ છીએ તો આ ગુણને કેળવવા વિશે બે મત રહેશે નહિ. અનેક મનુષ્યો આ ગુણને લીધે ખ્યાતિ પામ્યા છે. ખ્રીસ્તિ ધર્મ તરફ આપણે નજર કરીશું તો માલમ પડશે કે સોલ સેંટ પોલ બન્યો કારણ કે તેને ક્રાઈસ્ટ માટે ઘણુંજ માન હતું, જેના સદગુણો તેણે ગ્રહણ કર્યા હતા. મુસ્લીમ ધર્મની અંદર ખલીફા અલી જે મુસ્લીમ ધર્મના સ્થાપનાર હજરત પયગંબરના પિત્રાઈ હતા તે ઇસ્લામી ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી ગયા, કારણ તેમને તે ધર્મના સ્થાપક માટે ઘણુંજ માન હતું. તે સ્થાપકના બીજા સગાંઓનું ઇતિહાસમાં નામનિશાન પણ જણાતું નથી, કારણ તેઓમાં પૂજ્યબુદ્ધિ ન હોવાને લીધે તેઓ હજરત પયગંબરના ઉચ્ચ ગુણોને જોઈ ન શકયા. એવીજ રીતે શીખ લોકોના ઇતિહાસમાં ભાઈ બાલા અને માર્દનાને પોતાના ગુરુ માટે પુષ્કળ માન હોવાને લીધે તેઓ પણ પુષ્કળ ખ્યાતિ પામ્યા. કવોડીઆની પંથનો હમણાનો નેતા તે

ધર્મના સ્થાપકનો પુત્ર છે. પોતાના બાપ પ્રત્યેની માનની ઉંડી લાગણીને લીધે તે પોતાના પિતાને સર્વસ્વ ગણે છે, અને તેને માટે પોતાની શક્તિઓનો ભોગ આપે છે, અને તેની કીર્તિના ગાન ગાય છે. તેના આ ગુણ અને આત્મભોગની ભાવનાને લીધે તેણે પોતાની કોમમાં અગ્રસ્થાન મેળવ્યું છે. મુક્તિફોજના સ્થાપકનો પ્હેલો વારસ તેનો પોતાનો પુત્ર જ હતો અને મુક્તિફોજનું હાલનું ઉપરીપણું સ્થાપકની જ પોતાની પુત્રી ધરાવે છે. પોતાના બાપ તરફ માનવૃત્તિ હોવાને લીધે આ બે ભાઈબ્હેન તેના ગુણો ગ્રહણ કરી શકયા, તેની ઈચ્છાને પોતાની ઈચ્છા બનાવી શકયા, તેને માટે તેઓએ મહાન ભોગો આપ્યા અને આવી રીતે તેઓ બન્નેએ મહાન કીર્તિ મેળવી છે. આ બધા ઉદાહરણો પરથી આપણે જોઈ શકીશું કે જે લોકો સાધારણ બુદ્ધિના હતા તે જગતની અંદર મહાન બની ગયા કારણ પોતાની પૂજ્યબુદ્ધિને લીધે તેઓ પોતાની પૂજ્યવ્યક્તિના સદ્ગુણો પોતાનામાં ઉતારી શકયા, અને તેમનું કાર્ય ઘણું સુંદર લાગવાથી તેમણે તે ઉપાડી લીધું. મનુષ્ય જે વ્યક્તિની અંદર સુંદરતા જોઈ શકતો નથી, તેને માટે આત્મભોગ આપવા તૈયાર થતો નથી. માણસ કોઈપણ સારી વસ્તુને માટે પોતાની શક્તિનો ભોગ આપવા તયાર થાય તે પહેલાં તેને તે વસ્તુની અંદર રહેલું સુંદર તત્ત્વ જોવું જોઈએ. પૂજ્યભાવ તે દ્વાર ઉઘાડવાની એવી કુંચી છે, કે જેના વડે મનુષ્ય પોતાની પૂજયવ્યક્તિના ગુણો ગ્રહણ કરી શકે છે. ટ્રોલોપ ખરેખરૂ સાચું કહે છે કે જો આપણે ઉંચે ચઢવા માંગતા હોઈએ તો આપણાથી જે ચઢીયાતું હોય તેને આપણે શ્રેષ્ઠ ગણવું જોઈએ.

વિદ્યાર્થી—સાહેબ, આપણા સાધુઓ કરોડો હિંદુ કુટુંબોની પાયમાલી કરે છે તે માટે આ પૂજ્યવૃત્તિ શું જવાબદાર નથી?

શિક્ષક—હા, એ અંધ પૂજ્યવૃત્તિ હંમેશા આપણને નુકસાન કરે છે. ખરી પૂજ્યભાવના તો ઉચ્ચ ચારિત્રવાળા માણસના

ગુણોને જોવામાં રહેલી છે. આપણી રૂઢિ અને ખોટા વ્હેમોને લીધે આપણે આંધળા બની બીજાને વખાણીએ છીએ. આવો અંધ પૂજ્યભાવ ખરેખર ભયંકર છે. આ આંધળા પૂજ્યભાવને લીધે હિંદને દરેક માસે કરોડો રૂપિયાનું નુકસાન થાય છે. જો થોડા સિક્કા ખોટા હોય તો તેનો અર્થ એ થતો નથી કે ખરા સિક્કાઓ છે જ નહિ. હું જાણું છું કે જુના રીતરિવાજો અને વ્હેમોને લીધે ગુસ્સે થઈ કેટલાંએ માણસોએ ભયંકર ભૂલો કરી છે, અને પોતાના અનુયાયીઓમાંથી આ પૂજ્યભાવના નષ્ટ કરી છે અને તેનું પરિણામ શું આવ્યું છે? તેમના અનુયાયીઓમાં આથી અમુક ખોટા વ્હેમો માટે ખુબ ધિક્કાર પ્રગટયો છે એ ખરું. પણ તે સાથે તેઓ કાંઈ પણ પવિત્ર કે ઉમદા વસ્તુ માટે માન કે પૂજ્યભાવ કેળવી શકતા નથી. આવાં માનસને કોઈ વસ્તુ પવિત્ર લાગતી નથી. જેવી રીતે હલકી ધિક્કારવૃત્તિ આપણા આત્મામાં ઝેર રેડે છે, તેવીજ રીતે આ વસ્તુએ તેમના માનસને એટલું બધું દૂષિત બનાવ્યું છે કે તેઓ ખોટા વ્હેમો માટે જે બખાળા કાઢતા હતા, તેજ રીતે એક બીજાની નિંદા કરે છે. તેમનામાંથી પૂજ્યવૃત્તિનો નાશ થવાને લીધે તેઓ તોછડા, ઉદ્ધત, એક બીજાને નુકસાનકર્તા, અને કેટલીક બાબતમાં પશુ જેવા બની ગયા છે, કારણ બીચર કહે છે તેમ "એવી કોઇપણ વસ્તુ નથી જેને અભિમાન દુષિત કરતું નથી." આ અભિમાની મનુષ્યો બીજાના જીવનમાં રહેલા સુંદર ગુણોને જોઈ શકતાં નથી અને એથીજ તે ગુણો ગ્રહણ કરવા અશક્તિમાન નિવડે છે. જગતની અંદર લોકોમાં અંધ પૂજ્યભાવ હોય તેથી સાચા પૂજ્યભાવનો પણ નાશ કરવો એમાં આપણી મૂર્ખતા રહેલી છે.

વિદ્યાર્થી—સાહેબ, અમે હવે આ ઉત્તમ ગુણોને કેળવવાની આવશ્યકતા જોઈ શક્યા છીએ.

શિક્ષક—હું જે બીજા ગુણને કેળવવા વિશે કહેવા માગું છું તે

આપણુમાં રહેલી ઉપકારવૃત્તિ છે, જે માનવજાતમાં તેની ગેરહાજરીથી આપણું ધ્યાન વિશેષ ખેંચે છે. તમે જાણો છે કે અંગ્રેજી ભાષામાં "પુત્ર જેવો બેપરવા" એવી એક કહેવત છે. માબાપ પોતાના પુત્રની સારામાં સારી માવજત કરે છે. તેની આવી સરસ માવજત કરે તે છતાં પણ જો પુત્ર તેમની તરફ બેપરવાઇથી વર્તે, તો પછી બીજાઓ તેને માટે જે કાંઈ કરે તેમની પણ તે કાંઈ પરવા ન કરે એ સ્વભાવિક છે; આ બાબતમાં મનુષ્યો કરતાં પ્રાણીઓ વધારે સારું વર્તન બતાવે છે.

વિદ્યાર્થી—સાહેબ, આની કેમ ખાત્રી થાય ?

શિક્ષક—ઇતિહાસમાં તમને અનેક ઘોડાઓના દાખલા મળશે. જેમણે પોતાની જીંદગીના ભોગે પણ પોતાના સ્વારોની જીંદગી બચાવી છે. કેટલાક બનાવોની અંદર ઘોડાઓ પોતાનો સ્વામી પડે તે સ્થળેથી જરા પણ ખસ્યા નથી. તેઓ ત્યાં ભૂખમરાથી મરી ગયા છે પણ પોતાના સ્વામીના મુડદાની સંભાળ રાખવાની ફરજમાંથી તેઓ ચુકયા નથી. કેટલાંક ઘોડાઓની ઓલાદ ઘણીજ વફાદાર હોય છે. આપણે કુતરાઓની બાબતમાં જોઇશું તો માલમ પડશે કે તેઓની ઉપકારવૃત્તિનો સર્વે મનુષ્યઓએ સ્વીકાર કર્યો છે. એકાદ બે કુતરાઓએ જ વફાદારી બતાવી છે એમ નથી પણ કુતરાઓની અનેક ઓલાદોએ નિમકહલાલી ને આભારની આ ભવ્ય ભાવના બતાવી છે. મારા બાળપણમાં કુતરાઓની વફાદારીને લગતી મેં ઘણી વાતો વાંચી હતી. મને એક કુતરાની વાત યાદ છે જે પોતાના ધણીના છોકરા સાથે બરફથી છવાયેલાં પર્વત ઉપર ગયો હતો ત્યાં તે છોકરો બરફ ઉપર લપસી ગયો અને પર્વતની ગુફામાં પડી ગયો. કુતરાના ધણીને પોતાનો છોકરો કયાં ગયો હતો તે ખબર ન્હોતી. કુતરો પાછો ઘેર આવ્યો અને રોટલાનો ટુકડો મોઢામાં લઈ ચાલતો થયો. આ પ્રમાણે તેણે બીજે દિવસે પણ કર્યું. કોઈ પાડોશીએ કુતરાની આ વિચિત્ર વર્તણુક માટે તેના ધણીનું ધ્યાન

ખેંચ્યું. એ લોકોએ આથી વિચાર કર્યો કે કુતરો જયાં જાય ત્યાં તેની પાછળ બીજે દિવસે જવું. તેઓએ કુતરાને પર્વત ઉપર ચઢતાં જોયો અને તેઓ તેની પાછળ ગયાં. કુતરો આખરે એક જગ્યાએ ઉભો રહ્યો ને તેણે ત્યાંથી ભુસ્કો માર્યો. તેઓ તે જગ્યાએ ગયાં અને તેમની અજાયબી વચ્ચે તેઓએ તે બાળકને રોટલાના ટુકડા સાથે તે ગુફામાં જોયો. આ પ્રમાણે તેમને પોતાનું બાળક મળ્યું. આવા તો ઘણાએ દાખલાઓ છે.

વિદ્યાર્થી—સાહેબ, કુતરાઓ ખરેખર વફાદાર પ્રાણીઓ છે.

શિક્ષક—હું તમને એક બીજા કુતરાની વાત કરીશ જે એનાથી પણ વધારે રસિક છે. કોઈ એક યુરોપના દેશમાં કુતરો રાખવા માટે કર નાખવામાં આવ્યો. એક ગરીબ માણસ પાસે કુતરો હતો પણ તે કુતરાનો કર આપી શકે તેમ ન્હોતું. તે કઠોર જગતની દયા ઉપર પોતાના કુતરાને રસ્તા ઉપર છોડી ચાલ્યો જાય એમ તેનું હૈયું કરી શકે તેમ ન્હોતું. એટલા માટે તેણે વિચાર કર્યો કે મારે કુતરા ઉપર ખરા દયાભાવથી વર્તવું હોય તો મારે તેની જીંદગીનો અંત આણવો જોઇએ. આ હેતુથી તેણે કુતરાની ડોકમાં એક ભારે વજનને પથરો બાંધ્યો અને તેને એક પાણીના વ્હેળાની મધ્યમાં લઈ જઈ છોડી મૂકયો. કુતરાના નસીબ જોગે તેની ડોકમાં બાંધેલી દોરી તુટી ગઇ ને તે બચી ગયો. પણ કર્મસંજોગે તેના માલિકનો પગ લપસી ગયો અને તે પાણીમાં ડુબવા લાગ્યો. કુતરો મનમાં બધું ભૂલી ગયો અને તેના માલિકની મદદે જઈ તેના વાળ પકડી તેને કિનારે ખેંચી લાવ્યો. આ પ્રમાણે તેણે પોતાના માલિકની જીંદગી બચાવી. આથી તેના માલિકનું હૈયું ભરાઈ આવ્યું અને કુતરાને પોતાના હૃદય સાથે ચાંપી તે કહેવા લાગ્યો કે વ્હાલા, હું તને મારી નાખવા માગતો હતો તો પણ તેં મને બચાવ્યો. આજથી હું હવે ભૂખ્યો રહીશ અને તારો કર આપીશ, તારો ત્યાગ કદી પણ કરીશ નહિ.

વિદ્યાર્થી—સાહેબ, આ ઉદાહરણ ઘણીજ પ્રેરણા ઉત્પન્ન કરનારું છે.

શિક્ષક—હું તમને એક બીજું દૃષ્ટાંત આપીશ. હું જે પ્રાંતમાં રહું છું ત્યાં એક પર્વતના શિખરે એક કુતરાની કબર છે. એક માણુસ પોતાના કુતરાને સાથે લઈ પરદેશ ગયો હતો. તે માણુસ પાસે પૈસા ખૂટી પડ્યા એટલે તે પોતાના એક ઓળખીતા પાસે ગયો, જે આ માણુસને પોતાના કુતરા માટે કેટલો પ્રેમ હતો તે જાણતો હતો. તે માણુસે પોતાના ઓળખીતાની પાસે આવી વિનંતી કરી કે તું મને મારા દેશ જવા થોડાક પૈસા ઉછીના આપ અને તેના બદલામાં હું આ કુતરાને ગીરો મૂકી જાઉં છું. તેના ઓળખીતાએ તેને પૈસા આપ્યા અને તેનો માલિક કુતરાને તેની પાસે મુકી ગયો. કુતરો પોતાના માલિકની હાલત સમજી ગયો અને પેલા માણુસને ત્યાં રહ્યો. થોડાક દિવસ પછી ચોરો કુતરાના નવા માલિકના ઘરમાં ચોરી કરવા આવ્યા. કુતરાએ ચોરો સાથે બહાદુરીથી લડી પોતાના નવા માલિકના પૈસા અને સરસામાનનો બચાવ કર્યો. તેનો નવો માલિક કુતરાના આ વર્તનથી એટલો બધો ખુશ થઈ ગયો કે તેણે કુતરાને છોડી મુકયો અને ઈશારાથી કુતરાને પોતાના જુના માલિકને ત્યાં ચાલી જવા કહ્યું. કુતરો તે સમજી ગયો અને ખુશીથી ચાલી ગયો. દરમિયાનમાં કુતરાનો જુનો માલિક તેને પાછો લેવા આવ્યો. અત્યારે જે જગ્યાએ કુતરાની કબર છે ત્યાં તેનો જુનો માલિક તેને મળ્યો. કુતરાએ નવા માલિકને ત્યાંથી ભાગી જઈ પોતાના વચનનો ભંગ કરાવ્યો છે, એમ ધારી તેણે ગુસ્સે થઈ કુતરાને ઘણા અપશબ્દો કહ્યા. આથી કુતરાનું હૃદય ચીરાઈ ગયું અને તે મૃત્યુ પામ્યો. માલિકે કુતરાને મારી નાખ્યો હશે એ સંભવિત છે. પણ આ વાર્તા ઉપરથી એટલું તો લાગે છે કે કુતરો પોતાના માલિકની આ વર્તણુક સહન ન કરી શકયો. જયારે આ માલિક પોતાને પૈસા ધીરનાર ઓળખીતાને ઘેર

પ્હોંચ્યો અને તેને ઉછીના પૈસા પાછા આપવા માંડ્યા અને કુતરો તેને ત્યાંથી ભાગી ગયો એ માટે માફી માગવા લાગ્યો ત્યારે પેલા માણુસે જવાબ આપ્યો કે તમારે મને કંઈ પણ આપવાનું નથી. તમારા કુતરાએ બહાદુરી બતાવી પોતાની સ્વતંત્રતા મેળવી હતી. તેણે મારૂં ઘર, મિલ્કત અને અમારી જીંદગી બચાવી હતી. આ સાંભળી કુતરાનો માલિક ધ્રુસકે ધ્રુસકે રડયો. તે પાછો ગયો અને કુતરાના શબની ઉપર તેણે એક પત્થરની કબર બંધાવી. તે આજે પણ નજરે પડે છે.

વિદ્યાર્થી—સાહેબ, આવાં પ્રાણીઓ આપણા અધિક પ્રેમને લાયક છે.

શિક્ષક—તમને એ જાણી અજાયબી થશે કે યુરોપના દેશોમાં આ પ્રાણીઓએ લોકોના હૃદય એટલાં બધાં જીતી લીધાં છે કે મુગા દુઃખી પ્રાણીઓ માટે જાહેર પ્રજાને પૈસાની વિનંતી કરવામાં આવે છે ત્યારે હજારો રૂપિયા ભરાઈ જાય છે પણ દુઃખી મનુષ્યોને જાહેર પ્રજા એટલી મદદ કરતી નથી.

વિદ્યાર્થી—સાહેબ, આ અજાયબીભરેલું છે પણ શું તે ખરું છે?

શિક્ષક—તે ખરું છે. લંડનના એક માસિકમાં તેનો તંત્રી લખે છે કે:—

લગભગ એક વર્ષ પહેલા ઇંગ્લંડના વડા પ્રધાન (શ્રીયુત) મી૦ નેવીલ ચેમ્બરલેને આકાશવાણી દ્વારા (રેડીઓ) બર્મીંગહૅમની ઈસ્પીતાલને બીજી એક સંસ્થા સાથે જોડી દેવા જાહેર પ્રજાને જોઇતા નાણાની મદદ માટે વિનંતી કરી હતી. લોકોએ આ કામ માટે ફક્ત પા. ૪૨૧ આપ્યા. એ મહિના પછી સર રોબર્ટ ગાવરે મુંગા પ્રાણીઓ તરફ જે ઘાતકી વર્તન બતાવવામાં આવે છે તે માટે રોયલ સોસાયટીને મદદ કરવાની જાહેર પ્રજાને અરજી કરી. આ પૈસા માંદા પ્રાણીઓની સારવાર કરવા માટે જોઇતા હતા. પ્રજાએ ૧૩૨૫ પા. ૭ શી. ૬ પેન્સ આ ફંડમાં આપ્યા.

બીજી એક વખત ગરીબ માણસોના માંદા જાનવરો માટે મદદની અરજ બ્હાર પડતાં લોકોએ પા. ૧૮૧૨ જેવી સારી રકમ ભરપાઈ કરી. પણ કોણ જાણે પ્રીએન્ડરી ટી. વેલને નાના છોકરાઓને મદદ કરવા માટે જાહેર પ્રજાને વિનંતી બ્હાર પાડી ત્યારે લોકોએ માત્ર પા. ૬૯૦ જ આપ્યા. આના કરતાં ખરાબ દાખલો તો જ્યારે આઈરીન વેનબર્ગ નામની કુમારીકાએ કલેપટન અને જિલ્લાની ઇસ્પીતાલ માટે જાહેર પ્રજાને વિનંતી કરી તેનો છે. તેના રવિવારના ભાષણના જવાબ રૂપે પ્રજાએ માત્ર પા. ૪૧-૨-૬ જેવી નજીવી રકમ ભરપાઈ કરી. આ પ્રમાણે તમે જોઈ શકશો કે માણસો પોતાના પિડિત બંધુઓ કરતાં દુઃખી જાનવરો માટે વધુ પૈસા આપે છે.

વિદ્યાર્થી—સાહેબ, શું ત્યાંના લોકોનું આવું વર્તન ઇચ્છવાજોગ છે?

શિક્ષક—ના, મનુષ્યોને પોતાના જાતિબંધુઓ માટે વધુ લાગણી હોવી જોઇએ પણ તમારે એ પ્રશ્ન પૂછવો જોઇએ કે આમ થવાનું કારણ શું હશે?

(છોકરાઓ એક સાથે બોલી ઉઠ્યા) સાહેબ, અમને તે સમજાવશો?

શિક્ષક—આનું કારણ એટલું જ છે કે મનુષ્ય કોઈ પણ પ્રાણી માટે કંઇક પણ કરે છે તેના બદલામાં તેઓ તેનું કામ કરે છે અને વફાદારીથી વર્તે છે. પણ મનુષ્યના વ્યવહારમાં તેના બદલામાં ઘણુંખરૂં અપકાર મળે છે.

વિદ્યાર્થી—સાહેબ, શું આ ખરું છે?

શિક્ષક—આના વિશે હું તમને એક પ્રસિદ્ધ બનાવ કહીશ. એક વખત કોઇએ મહાત્મા વિદ્યાસાગરને કહ્યું કે ફલાણો માણસ તમને ગાળો દે છે. તે થોડોક વખત ઉંડા વિચારમાં પડી ગયો. થોડીક ક્ષણો પછી તેણે પોતાની આંખો ઉઘાડી ખબર આપનાર

માણુસને કહ્યું કે હું ધારૂં છું ત્યાં સુધી મેં તેનું કંઈજ ભલું કર્યું નથી. તે શા માટે મને ગાળો દે છે?

આ મહાત્માનો એક કડવો અનુભવ હતો કે તે જે માણુસનું કંઈ પણ સારૂં કરતો તેજ તેનું ભુડું બોલતો. બીજી પણ અનેક સંસ્થાઓને એવોજ કડવો અનુભવ મળ્યો છે કે જે માણુસોની ઉપર તેના સ્થાપકે અનેક ઉપકાર કર્યા છે અને તેના અનેક પ્રયત્નો વડે જેઓ ઉચ્ચ સ્થાને પહોંચી શકયા છે, તેજ મનુષ્યોએ સ્થાપકને દુઃખી કરવામાં કંઈ બાકી રાખ્યું નથી. આ જાતની નિમકહરામી ઘોડાઓ, ગાયો, બકરાં કે ઘેટાંઓમાં જોવામાં આવતી નથી. મને યાદ છે કે એક મહાન પુરુષે કહ્યું છે કે જો ગાયનું ભલું કરશો તો તે તમને દુધ આપશે. જો તમે કુતરાને ખાવાનું આપશો તો તે તમારા બારણા આગળ ઉભો રહી ચોકી કરશે. પણ તમે જો માણુસને ખવડાવશો તો તે કંઈ નહિ ઈચ્છવાયોગ કાર્ય કરશે.

તે આ પ્રમાણે મનુષ્ય અને પ્રાણીઓ વચ્ચેનો ભેદ સમજાવે છે. આ તો એક જાણીતી વાત છે કે નોકરો પોતાના શેઠની ચીજો ચોરી જાય છે એટલું જ નહિ, પણ પોતાના માલિકની આબરૂને પણ હાનિ પ્હોંચાડે છે. એવાં કેટલાયે દાખલાઓ મળી આવશે જેમાં નોકરો પોતાના ધણીની ચીજો ચોરી ભાગી ગયા હશે. પોતાના નોકરોના આ કડવા અનુભવથી મનુષ્યને એમજ લાગે છે કે માનવીમાં ઉપકાર જેવું કશું જ નથી. આથી 'ટીટ બીટસ' નામના માસિકમાં નીચેનો બનાવ વાંચતા તમને આશ્ચર્ય નહિ થાય.

લૅંકશાયરમાં એડીંગ્ટન પરગણામાં ઘણી જ બેકારી છે. ત્યાં કેટલાંયે બાળકો તેમજ સ્ત્રી અને પુરુષોને મદદની ઘણી જ જરૂર છે. આમ છતાંયે જયારે મીસીસ એમ. એમ. સી. વ્હાલી નામની એક બાઈ મરણ પામી ત્યારે તે પોતાની બધીયે મિલ્કત લંડનમાં રહેતા કુતરાઓ માટે મુકી ગઈ.

આ માસિકના તંત્રીએ આના પર ટીકા કરતાં કહ્યું કે આને ડહાપણ કહેવું કે મૂર્ખતા કહેવી? આપણે સવાલ એ પૂછવો જોઇએ કે તેમ કરવામાં શું તેણે મૂર્ખતા વાપરી હતી? આપણે બધાં એ વસ્તુ સાથે સંમત છીએ કે દુઃખી મનુષ્યોને મદદ કરવાને બદલે દુઃખી પ્રાણીઓને મદદ કરવી એ એક ભયંકર ભૂલ છે પણ આપણે આ ગુણ વિશે વધુ ચર્ચા હવે પછી કરીશું.

---

## પ્રકરણ ૭ મું

### ઉપકારવૃત્તિની જરૂરિયાત

ઉપકારવૃત્તિ એ સ્વર્ગીય દૂતોનો સુર છે.—સ્પેન્સર.

જે માણસ કંઈ થોડું પણ કરવા માટે આભાર બતાવે છે તે તેને વધારે ભોગવી શકે છે. ઉપકારવૃત્તિથી ભરેલું મન શ્રેષ્ઠ છે—એસ. સી. સેકર.

શિક્ષક—ગઈ વખતની ચર્ચામાં મેં તમને કહ્યું હતું કે માણસને પશુઓ અને મનુષ્યનો જે અનુભવ થયો છે તેથી તેને ખાત્રી થઈ છે કે વફાદારીની ભાવના પશુઓમાં જેટલે અંશે જોવામાં આવે છે તેટલી મનુષ્યમાં તે જોવામાં આવતી નથી. આ વસ્તુના પુરાવા માટે હું તમારી આગળ 'ટીટ બીટસ' નામના માસિકમાંથી એક ફકરો વાંચી ગયો અને તમારી ખાત્રી કરી આપી કે પ્રાણીઓને મદદ કરવાની જાહેરાત થતાં લોકોએ કેટલા બધા પૈસા આપ્યા, જ્યારે માણસોને મદદ કરવા માટે એટલા પૈસા ભરાયા નહિ. આપણે આ સત્ય વસ્તુને માન્યેજ છૂટકો છે. પણ એ ખેદની વાત છે કે આ ઉત્તમ ગુણને ખીલવવાને માણસોએ પુરતું ધ્યાન આપ્યું નથી. આથી પણ ગંભીર વસ્તુ એ છે કે આવી જાતની લાગણીની જરૂર તેને હજી સુધી જણાતી નથી.

વિદ્યાર્થી—સાહેબ, તમે અમને સમજાવશો કે અમારે ઉપકાર-વૃત્તિ શા માટે કેળવવી જોઇએ.

શિક્ષક—ઉપકારવૃત્તિ એ આપણા જીવનની પ્રથમ જરૂરીઆત છે.

મનુષ્ય જીવનમાં ધ્યાન ખેંચે એવી વસ્તુ એ છે કે તેના અનેક હિતેચ્છુઓ પાસેથી તે અનેક પ્રકારની મદદ મેળવે છે. ખરેખર મનુષ્ય જીવન એ માબાપની આપેલી અમૂલી ભેટ છે. તેના ગર્ભ-કાળથી માંડી તેના જન્મદિન સુધી દરેક બાળક તેની માતાના લોહી પર જ જીવે છે, જે લોહીથી તેના આખાએ શરીરનો બાંધો બંધાય છે. જન્મ પામતાં તેનું પ્રથમ સ્વાગત તેના માબાપ જ કરે છે અને વર્ષો સુધી તેના માબાપ તેને અનેક પ્રકારે મદદ કરે છે. મનુષ્યોએ એટલું તો કરવું જ જોઇએ કે તેણે આ ઉપકારોને ભૂલી ન જવા જોઇએ, અને તેને માટે હંમેશા પોતાના માબાપના ઋણી રહેવું જોઇએ. સેનેકા સત્યજ કહે છે કે બીજાનું સારૂં કરવામાં જેટલી મહત્તા રહેલી છે તેટલીજ બીજાનો ઉપકાર સ્વીકારવામાં છે. આ બધા ઉપકારો માટે તે પોતાના માબાપનો દેવાદાર છે એવું મનુ-ષ્યને લાગે તો તેનું હૃદય ઘણુંજ નમ્ર બનશે અને પોતાના માબાપ પાસે પોતાની માગણીઓ વધારવાને બદલે તે ભૂતકાળમાં તેના માબાપે તેની ઉપર જે અસંખ્ય ઉપકારો કર્યા છે તે માટે તેમનો આભાર માન્યાસિવાય તે રહેશે નહિ. આવી વૃત્તિ તેના મગજમાં વિચાર લાવશે કે મારે તેમને માટે મારાથી જે કાંઈ પણ બની શકે તે કરી તેમની સેવાઓનો તો બદલો વાળવો જોઇએ. આ પ્રમાણે આનું પ્રથમ પરિણામ એ આવશે કે તેઓ એક બીજાની સેવા કરવા તત્પર બનશે. એક બીજાની સેવા કરવાની ભાવના આપણા ઘરમાં સારું પરિણામ અવશ્ય લાવશે.

વિદ્યાર્થી—સાહેબ, તે સારું પરિણામ તો લાવશે, પણ આપણને મદદ કરવી એ શું માબાપની ફરજ નથી ?

શિક્ષક—આપણને મદદ કરવી એ આપણા માબાપની ફરજ છે. પણ શું આપણી ફરજ તેઓના ઉપકારો ભૂલી જવામાં અને તેઓના ઉપકાર ઉપર અપકાર કરવામાં રહેલી છે? ઉપકાર અને અપકારએ બેમાંથી તમને કઈ ભાવના વધારે સારી લાગે છે? હું તમને બે દાખલા આપું છું અને તમે તમારા મનથી વિચાર કરો કે કંઈ ભાવના તમને વધારે સારી લાગે છે. ખ્રીસ્તી લોકના ઈતિહાસમાં કોઈ એક માણસે બે યુવાનને પોતાના ઘરમાં પાળી-પોષીને મોટા કર્યા હતા તેની સાચી બીના આપેલી છે. તે માણસ આ બે યુવાનનું પોષણ કરતો એટલુંજ નહિ પણ તેઓના ભણતરના પણ પૈસા પુરા પાડતો અને તેણે તે બેઉને ઠેકાણે પાડવામાં પણ મદદ કરી. આ માણસને એક છોકરી હતી. આ બે યુવાનમાંથી એક વધારો ગુણવાન હતો તેની સાથે આ છોકરી પ્રેમમાં પડી અને તેઓએ લગ્ન કર્યું. પાછળથી આ પતિપત્ની ખ્રીસ્તી બની ગયા અને થોડા સમય પછી તે છોકરીનો બાપ પણ ખ્રીસ્તી બની ગયો. આ નાસીપાસ થએલા યુવાને ઇનામ મેળવવાને ખાતર પોતાના પાલક પિતા, તેની એકની એક છોકરી ને પોતાનાં મિત્રને તેમનાં દુશ્મનોને સોંપી તેમનો વિશ્વાસઘાત કર્યો. પરિણામ એ આવ્યું કે આ છોકરી જ્યારે ગર્ભવતી હતી ત્યારે તેને પકડવામાં આવી અને તેના ધણીને રીબાવી રીબાવીને મારી નાખવાનો હુકમ કરવામાં આવ્યો. તેને જેવી ખબર પડી કે તેના ધણીને રીબાવીને મારી નાખવામાં આવ્યો છે કે તરતજ તેને સખ્ત આંચકો લાગ્યો જેને પરિણામે તેને ગર્ભપાત થયો અને તે છોકરી તે જ દિવસે મરણ પામી. આ પ્રમાણે જેમણે બીજાનું ભલું કરવા સિવાય કાંઈજ કર્યું ન્હોતુ તેમને તેનાજ હાથે દુઃખ વેઠવું પડયું.

બીજી એક પઠાણની વાત છે જે એક વખત કવેટા શહેરની ઑફિસમાં પટાવાળાનું કામ કરતો પણ પાછળથી ધાડપાડુઓની

ટોળીમાં જોડાયો. તે જ્યારે પટાવાળાનું કામ કરતો ત્યારે તેનો ઉપરી હિંદુ અમલદાર તેની તરફ ઘણીજ માયાથી વર્તતો. એક વખત આ હિંદુ અમલદાર જે ઉંચી પાયરીએ ચઢયો હતો, તે અને તેની સ્ત્રી ને બાળકો ટાંગામાં પોતાને ઘરે જતા હતા. રસ્તે જતાં રાત પડી ગઈ. ટાંગાઓને ધાડપાડુઓની એક ટોળીએ અટકાવ્યા અને તેમણે તે લોકોના દાગીના ને પૈસા લૂંટી લીધા. આ સમયે ટોળીનો સરદાર આગળ આવી તેના સાથીદારોને પૂછવા લાગ્યો કે તમે તમારૂં કામ પતાવી દીધું કે નહિ. હિંદુ અમલદારે આ સરદારનો અવાજ ઓળખ્યો અને તેને તેના નામથી બોલાવી કહેવા લાગ્યો કે શું તું એક વખત મારો પટાવાળો ન્હોતો ? મારૂં નામ અમુક છે. પઠાણે એકદમ તેના માલિકનો અવાજ ઓળખી કાઢયો અને કહ્યું કે સાહેબ, શું ખરેખર અમે તમનેજ લૂંટયાં છે ? ત્યારે તેણે જવાબ આપ્યો કે હા, તારા માણસોએ મારૂં બધું લૂંટી લીધું છે. આ સાંભળી પઠાણે જવાબ આપ્યો કે હું ઘણોજ દીલગીર છું. સાહેબ, તમે તો મારા હિતેચ્છુ છો. મેં તમારૂં લુણ ખાધું છે. હું તમને હમણા બધું આપી દઈશ અને મારા હાથે તમને જે દુઃખ વેઠવું પડયું તે માટે તમારી માફી માગીશ. આમ કહી તેણે પોતાના માણસોને જે કંઈ લીધું હતું તે બધું પાછું આપી દેવા હુકમ કર્યો. આ બધું થઈ ગયા પછી પઠાણે તે હિંદુની પાસે જઈ વિનંતી કરી કે સાહેબ, તમે અહીં થોડો વખત રહો અને તમે મારી ઉપર જે ઉપકાર કર્યા છે તેનો બદલો વાળવાની મને તક આપો. પણ આ ભાઈને બીજે દિવસે પોતાને ગામ પ્હોંચવાનું હતું એટલે આ આમંત્રણનો સ્વીકાર કરી શકયા નહિ. ત્યાર પછી તે પઠાણે પોતાના વિશ્વાસુ શાગિર્દને તે હિંદુના ટાંગાઓની સાથે જઈ તેમના રહેઠાણે સહીસલામત પ્હોંચાડી આવવા કહ્યું.

હવે તમે મને કહો કે આ બે બનાવમાંથી કોનું વર્તન તમને વધારે સારૂં લાગે છે? પ્હેલા માણસની વર્તણુક કે બીજાની.

વિદ્યાર્થી—સાહેબ, પેલો યુવાન તે ખરેખર દૂધપાઈ ઉછેરેલા સાપ જેવો હતો. બીજો માણસ જોકે એક ધાડપાડુ હતો છતાંયે વખાણુને પાત્ર છે.

શિક્ષક—તમે જો બીજાના વફાદારીભર્યા વર્તનની પ્રશંસા કરતાં હો તો તમારે પોતે પણ એવીજ વફાદારીથી વર્તવું જોઇએ.

વિદ્યાર્થી—સાહેબ, અમારે વફાદારીથી વર્તવું જોઇએ, એમ છતાં પણ અમે વફાદાર કેમ રહી શકતાં નથી?

શિક્ષક—મનુષ્ય સ્વભાવની અંદર રહેલી વધારે પડતી સ્વાર્થ-વૃત્તિ એ એનું મૂળ કારણ છે. માનવજાતનું આ એક મોટામાં મોટું દુર્ભાગ્ય છે. મનુષ્યો એક બીજાને જે અન્યાય કરે છે તેનું મુખ્ય કારણ આ સ્વાર્થવૃત્તિ છે. આ સ્વાર્થવૃત્તિને લીધે માણસ જેનું અન્ન ખાય છે તેનું જ ગળું કાપવા તૈયાર થઈ જાય છે. આ સંબંધમાં બીચર ખરેખર સત્ય જ ઉચ્ચારે છે કે બીજાના સુખના ભોગે સ્વાર્થી બનવું એ રાક્ષસી વર્તન છે. જ્યોર્જ મેકડોનાલ્ડ પણ કહે છે કે દાંભિક સ્વાર્થવૃત્તિ માટેનો મોહ આપણી ધાર્મિક વૃત્તિનું જેટલું પતન કરે છે તેટલી બીજી કોઈ પણ ચીજ કરતી નથી. સ્વાર્થવૃત્તિ કેટલી ભયંકર છે તે બતાવવા હું તમને એક વાર્તા કહીશ.

એક માણસે સિંહનું બચ્ચું ખરીદ્યું. તે માણસ તે બચ્ચા પર ખુબ પ્રેમ રાખતો, તેની આગતાસ્વાગતા કરતો અને વખત જતાં તે એક પાળેલો મોટો સિંહ બન્યો. સિંહ માલીકના ખુબ લાડ કરતો. માલિક જ્યાં પણ જાય ત્યાં આ સિંહ તેની પાછળ પાછળ જતો. તેનો માલિક જંગલમાં ઉંઘી જાય તો તે તેની ચોકી કરતો. એક વખત એવું બન્યું કે તેના માલિકને કંઈક લાગ્યું ને તેના હાથમાં ઘા પડયો. તે ભરઉંઘમાં હતો અને સિંહ તેની પાસે બેઠો બેઠો તેનો ઘવાયેલો હાથ ચાટવા લાગ્યો. આથી ઘા વધારે ઉંડો ગયો અને તેમાંથી લોહી વ્હેવા માંડયું. સિંહે તેનું લોહી ચાખ્યું. તે માણસને દુઃખ થતાં તે જાગી ઉઠયો. સિંહ તેના ઘાને હજી ચાટતો જ હતો.

માલિકે જાણ્યું કે તેનો અંત હવે નજીક છે. એથી તેણે એક ભરેલી બંદુક ઉપાડી સિંહને મારી નાખ્યો. આ પ્રમાણે એક પશુ પણ તેની સ્વાર્થવૃત્તિને આધીન બની પોતાના હિતેચ્છુનો શત્રુ બન્યો.

વિદ્યાર્થી—સાહેબ, જે આપણું ભલું કરે તેની તરફજ નિમકહરામી બતાવાય કે બીજા તરફ પણ તેમ થાય.

શિક્ષક—ઉપકાર કે અપકારવૃત્તિ આપણું ભલું કરનારાઓ તરફજ બતાવી શકાય. ઉપકારવૃત્તિને લીધે આપણામાં એવી લાગણી ઉત્પન્ન થાય છે કે આપણું ભલું કરનારના આપણે દેવાદાર છીએ. જ્યારે કોઈ માણસ પોતાનું ભલું કરનાર માણસનો બદલો વાળે છે, ત્યારે એમ કહેવાય છે કે તે ઉપકારનું દેવું ચુકવે છે. ઉપકારની લાગણી આપણું ભલું કરનાર માણસને તેને દેવું પાછું વાળી દેવાની વૃત્તિ આપણામાં જાગૃત કરે છે, જ્યારે અપકારવૃત્તિને લીધે આપણે તે દેવું પાછું વાળતા નથી એટલું જ નહિ પણ તેથી પણ આગળ જઈ આપણા હિતેચ્છુનું બૂરું કરવા પણ તૈયાર થઈ જઈએ છીએ. આથી નિમકહરામી એક ભયંકર નૈતિક ગુન્હો છે કારણ આ દેવાદાર માણસ પોતાનું દેવું ચુકવવાને બદલે પોતાનું ભલું કરનાર અને તેને ઉપકારના ભાર નીચે લાવનાર માણસનોજ નાશ કરે છે, ને તેની સાથે ખરાબ વર્તન રાખે છે. એટલા માટે આપણામાં એક સામાન્ય કહેવત છે કે જે માણસ પોતાના હિતેચ્છુનું બૂરું કરે છે, તે બીજા કોઈનું બૂરું તો અવશ્ય કરે. "નિમકહરામી બધી હલકી વૃત્તિઓનો સાર છે."–કુવર.

વિદ્યાર્થી—સાહેબ, આપણે બધાને હિતેચ્છુઓ છે ?

શિક્ષક—હા, આપણને દરેકને છે. આપણું જીવન મેં કહ્યું તેમ આપણા માતાપિતાની કિંમતી ભેટ છે. આપણા માબાપે આપણને જન્મ આપ્યો તે પહેલાં આપણું અસ્તિત્વ આ જગતમાં ન્હોતું. ત્યારપછી આપણે માતાના પેટમાં રહીએ છીએ તે સમયે માતાનું લોહી આપણા શરીરનું પોષણ કરે છે. આપણે જન્મીને પહેલ-

વ્હેલાજ આપણી માતાના અથવા આપણને દૂધ પીવડાવનાર પાલક માતાના દૂધનો ખોરાક લઇએ છીએ. આપણી બાલ્યાવસ્થા દરમિયાન આપણા માબાપ, ભાઈઓ ને બ્હેનો આપણે માટે કેટલો ભોગ આપે છે, આપણી કેટલી કાળજી રાખે છે, આપણાપર કેટલું ધ્યાન આપે છે ને આપણી કેટલી બધી ચિંતા રાખે છે.

ત્યારપછી આપણે શાળાનું જીવન શરૂ કરીએ, ત્યાંથી માંડીને આપણે શિક્ષણની સમાપ્તિ કરીએ તે કાળ દરમિયાન આપણે આપણા શિક્ષકો, પાઠયપુસ્તકોના લેખકો, આપણા વિદ્યાર્થીબંધુઓ, સરકાર અને જાહેરસંસ્થાઓ જે આવી શાળાઓને મદદ કરે છે તે બધાની અસંખ્ય સેવાઓનો લાભ લઇએ છીએ. આ પ્રમાણે આપણે જે કંઈ છીએ તેમાં હજારોને લાખો મનુષ્યોનો ફાળો છે, જેમણે આ ફાળાની અંદર સીધી કે આડકતરી રીતે પોતાનો હિસ્સો આપ્યો છે.

આપણે બીજાઓ પાસેથી આટલી બધી સેવાઓ મેળવીએ તો તેનો બદલો શી રીતે વાળી શકીએ એ સવાલ સ્વભાવીકજ ઉપસ્થિત થાય છે. પેલા સિંહની જેમ, આપણે આપણું ભલું કરવાની ભલમનસાઈ અનુભવેલી હોવાથી તેનું લોહી પીવા તત્પર થઇશું કે આપણે તેના દેવાદાર રહીશું અને તેનો ઉપકાર માની તેનું સારું કરી તેના ઉપકારનો બદલો પાછો વાળીશું?

વિદ્યાર્થી—સાહેબ, બધાં માણસો ઉપકારનો બદલો એકસરખી રીતે વાળતા નથી?

શિક્ષક—ના, ઘણાંખરાં માણસો સ્વાર્થી હોવાને લીધે અવળી રીતે વર્તે છે. તે લોકો વધારે ને વધારે સ્વાર્થી બને છે. એવાં થોડાંક જ છે જે ભલમનસાઇનો બદલો ઉપકારવૃત્તિથી પાછો વાળે છે. હું આ વસ્તુ બે ઉદાહરણો આપીને સમજાવીશ:—

હું જ્યારે વકીલ હતો ત્યારે એક પૈસાદાર ડૉક્ટર મારે ત્યાં આવ્યો ને તેણે મારી આગળ પોતાનો બરડો ખુલ્લો કર્યો. તેના

બરડા ઉપર સખ્ત મારની નિશાનીઓ હતી. આ પૈસાદાર ડાકતરે રડતાં રડતાં કહ્યું કે મારા પોતાના પુત્રે જ મારેલા મારની આ નિશાનીઓ છે. તે મારાથી છૂટો પડયો ત્યારે મેં તેને રૂ. ૨૫૦૦૦ આપ્યા. તે સારી રીતે વર્તતો ન્હોતો, આથી મેં તેનાથી છૂટા પડવું યોગ્ય ધાર્યું. તેણે બધા પૈસા ઉરાડી નાખ્યા ને મારી પાસે હવે વધુ પૈસા માગે છે. મેં પૈસા આપવાની ના કહી એટલે તેણે મારી પર હુમલો કર્યો ને મને માર માર્યો. હું ઘરડો માણુસ છું તેથી મારો બચાવ કરી શકયો નહિ. મહેરબાની કરીને તેની વિરૂદ્ધ એક ફરિયાદનામું ઘડી કાઢો. તમે આ દાખલામાં જોઇ શકશો કે પિતાએ પુત્રને માટે આટલુ બધુ કર્યું હતું તેનો બદલો તેણે કેવી રીતે વાળ્યો. હું તમને એક બીજી વાત કહીશ જેની અંદર એક છોકરો ઘણાજ ઉત્તમ પ્રકારે ઉપકારનો બદલો વાળે છે.

એક વખતે બે છોકરાઓ એક માધ્યમિક શાળામાં ભણતા હતા. એક દિવસે વર્ગમાં ખૂબ ધમાલ થઈ અને મસ્તીખોર છોકરો બચી ગયો, પણ એક નિર્દોષ છોકરાને માર પડયો. તેણે કહ્યું કે હું નિર્દોષ છું. ત્યારે શિક્ષકે તેને સવાલ પૂછયો કે મસ્તી કરનાર છોકરો કોણ હતો ? તું એને જાણે છે ? તેણે જવાબ આપ્યો કે હા, હું જાણુ છું. ત્યારે શિક્ષકે કહ્યું કે તો પછી મને તેનું નામ આપ. પણ છોકરાએ કંઈ જવાબ આપ્યો નહિ. શિક્ષકે તેને પાછો માર માર્યો, પણ છોકરાએ નામ નજ આપ્યું. વર્ષો પછી તે મસ્તીખોર છોકરો વડી અદાલતનો ન્યાયાધીશ બન્યો અને તેની સમક્ષ આ નિર્દોષ છોકરાને ફિતુરના આરોપ માટે રાજ્યના બળવાખોર તરીકે ઉભો કરવામાં આવ્યો. તેના ઉપરનો આરોપ પુરવાર થયેલો હતો, અને આરોપીને દેહાંત કેદની સજા થવી જોઇતી હતી. પણ ન્યાયાધીશને એ યાદ આવ્યું કે આ બળવાખોર તેનો એક વખતનો વિદ્યાર્થીબંધુ હતો અને તેના પોતાના ભોગે મને બચાવી લીધો હતો. સજા કરતાં પહેલાં તે ઘોડા પર માઇલો સુધી સવારી

કરીને વડા પ્રધાનને મળ્યો અને આરોપીએ તેની વિદ્યાર્થી અવસ્થામાં તેના પર જે ઉપકાર કર્યો હતો તે વાત કરી અને તે તેના મિત્રને માફી અપાવવામાં કારણભૂત થયો. બીજે દિવસે કચેરી પાછી મળતાં તે શિક્ષાપત્ર વાંચી ગયો પણ તેણે આરોપીને કહ્યું કે તને માફી મળી છે. આ પ્રમાણે તેણે પોતાનું ભલું કરનારનું ભલું કરી તેના ઉપકારનો બદલો પાછો વાળ્યો.

ઉપરનાં બે દૃષ્ટાંતો ઉપરથી તમે જોઈ શકશો કે ડૉક્ટરે પોતાના છોકરા ઉપર અનેક ઉપકારો કર્યા હતાં છતાં પણ છોકરો સ્વાર્થી હોવાને લીધે તેણે ઉપકાર પર અપકાર કર્યો. તેને પૈસાનો થોડોક ભાગ મળતાં આખા ભાગની લાલચ લાગી. પણ બીજા દાખલાની અંદર ન્યાયાધિશ બનેલો છોકરો જે રીતે વર્ત્યો તેની વર્તણુક ઘણીજ ઉમદા હતી. આ છોકરાને તેના વિદ્યાર્થીબંધુએ શિક્ષકનો માર ખાતો બચાવી લીધો હતો અને તેના બદલામાં તેણે તેની જીંદગી બચાવી.

વિદ્યાર્થી—સાહેબ, આ પ્રમાણે સ્વાર્થભાવના એ ઘણીજ ભયંકર વસ્તુ છે.

શિક્ષક—તે ખરેખર છે જ. સ્વાર્થવૃત્તિનું ખાસ લક્ષણ એ છે કે તે આપણને પોતાની એકલાની જ દરકાર રાખવાનું શીખવે છે. પોતાની જાત માટેની આ વધુ પડતી દરકારને લીધે પોતાના હિતેચ્છુઓ વગેરે બધાઓનું બૂરું કરવાની વૃત્તિ તેનામાં ઉદ્દભવે છે. આ સ્વાર્થવૃત્તિ તેને ઘાતકી, બીજાનું સારું નજ જોઈ શકનાર અને દયાહિન અને ધિક્કારથી ઝેરીલો બનાવે છે. એટલા માટે આપણે સમજવું જોઇએ કે સંસ્કારી મનુષ્યો તરીકે આપણે કેટલાક ગુણો કેળવવા જોઇએ ને તેમાંનો એક તે ઉપકારવૃત્તિનો ગુણ છે. કહે છે કેઃ—

"મનુષ્યોની ઉચ્ચ જાતિઓમાં રાક્ષસોની જેમ, બાળકોમાં વફાદારીની લાગણી હોતી નથી અથવા હોય તો બહુજ થોડી હોય

છે. બાળક અનેક સંકટોને ભોગે આપેલા અસંખ્ય ઉપકારો અને લાભો મેળવશે પણ તેના મનમાં તેને માટે આભારવૃત્તિનો ઉદય થશે નહિ. તેની માતાની પ્રેરણા વિના શિખેલા આભારદર્શક શબ્દો તે કેટલાયે કાળ સુધી આભારદર્શનની તેવી લાગણી અનુભવ્યા વગર વાપરે છે તે શબ્દો ખરા હૃદયથી બોલાયેલા હોતા નથી. મોટી ઉંમરના છોકરાછોકરીઓ પણ બીજાઓની ભલમન-સાઈ મેળવે છે પણ તેને થોડાક અઠવાડિયાઓ કે મહિનાઓની અંદર ભૂલી જાય છે. મોટી ઉંમરના માણસો પણ ભલમનસાઇના ઉપરઉપરથી વખાણ કરી થોડાક અઠવાડીયામાં તેને ભૂલી જાય છે. ઘણું કરીને વેપારી ભાવનાને લીધે, હજી પણ આપણી આપેલી ઘણી ચીજો દુષિત બને છે. તે પવિત્ર નથી.”

આ લેખકના શબ્દો તદન સાચા છે અને તે ઉપર કહેલી વસ્તુનું સમર્થન કરે છે કે ઉપકારવૃત્તિ સંસ્કારી લોકોમાં પણ બહુજ ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે.

વિદ્યાર્થી—સાહેબ, સ્વાર્થવૃત્તિમાંથી શું એકલી અપકારવૃત્તિ જ જન્મે છે?

શિક્ષક—તે ઘણા દુર્ગુણોમાંનો એક છે.

આપણે પોતાની જાતને વધુ મહત્વ આપીયે છીએ. એ કારણે આપણી વધારે પડતી સ્વાર્થવૃત્તિને લીધે અનેક કુટુંબોમાં, કોમોની અંદર, જાતિઓમાં અને પ્રજાઓમાં એક બીજાના સહકાર અને શાંતિમય જીવન અશકય બન્યા છે, જો કે ઘણાયે મહાન્ પુરુષો ઐકયની ભાવના અને પરસ્પર પરોપકારવૃત્તિની લાગણી પ્રવર્તે એ માટે પ્રયાસ કરી રહ્યા છે. હું જ્યારે બીજા પાઠમાં આવી સ્વાર્થવૃત્તિ વિશે ચર્ચા કરીશ ત્યારે હું તમને સમજાવીશ કે આ દુષ્ટ ભાવના કેવી રીતે આપણામાં બીજાનું બૂરું ઈચ્છવાની લાગણી ઉત્પન્ન કરે છે અને મનુષ્યો અને તેનાથી ઉતરતા બીજા જીવોની

હાનિ કરે છે એટલું જ નહિ પણ પોતાના વ્હાલામાં વ્હાલા સગાંઓ અને હિતેચ્છુઓનું પણ બૂરું કરવા તત્પર થાય છે.

વિદ્યાર્થી—સાહેબ, આ અપકારવૃત્તિને જડમૂળથી કાઢી ન શકાય ? અને ઉપકારની સુંદર ભાવના કેળવી ન શકાય ?

શિક્ષક—તેનો રસ્તો છે પણ આજે મોડું થયું છે. માટે હું વધુ ચર્ચા કાલપર મુલ્તવી રાખું છું.

---

## પ્રકરણ ૮ મું

### પરોપકારવૃત્તિ કેળવવા ઉચ્ચ સંસ્કારી વાતાવરણની જરૂરીયાત.

શિક્ષક—મારા મત પ્રમાણે સ્વાર્થવૃત્તિમાંથી મુક્ત બનવા મનુષ્યે સંસ્કારી વાતાવરણ વચ્ચે રહેવું જોઇએ. વર્ષો પહેલા મારી જીંદગીમાં બની ગયેલા એક દૃષ્ટાંતને ટાંકી હું આ વસ્તુ સમજાવીશ. હું ૧૯૦૭ માં એમ. એ. પાસ થયો. આજથી ત્રીસ એકત્રીસ વર્ષ પ્હેલાં હાલની માફક સામાન્ય રીતે લોકો કેળવણી લેતા ન્હોતા. ભાગ્યેજ કોઈ છોકરો એમ. એ. ની પરીક્ષા માટે બેસતો. તે વર્ષે મારા પ્રાંતમાં ચાર છોકરાઓ એમ. એ. ની પરીક્ષામાં પાસ થયા અને લગભગ બધા છાપાઓએ આ બાબતની નોંધ લીધી. આમાંનો એક થોડાક વખત પ્હેલાજ હું જે પ્રાંતમાં રહું છું ત્યાંની સરકારનો મુખ્ય અધિકારી હતો. આ વસ્તુ માટે અમારે બધાએ અભિમાન લેવા જેવું હતું. હું જ્યારે મારા પૂજ્યગુરુની જન્મતિથિ ઉજવવા લાહોરથી નિકળ્યો ત્યારે મારી પરીક્ષાનું પરિણામ બહાર પડયું ન્હોતું. હું જ્યારે તે પવિત્ર વાતાવરણમાં રહેતો હતો ત્યારે મને પરીક્ષામાં સફળ થયાના સમાચાર મળ્યા. મને પાસ થયાના સમાચાર મોકલવામાં આવ્યા ત્યારે મારા અંતઃકરણમાં જે ભાવ ઉત્પન્ન થયો તે જોઈ મને ઘણીજ અજા-

ચળી થઈ. મારૂં અંતર મારા હજારો હિતેશ્રીઓના આભારની લાગણીથી નમી પડવા લાગ્યું. મારી દૃષ્ટિ સમક્ષ ખેતી કરતા હજારો ખેડુતોનું ચિત્ર ખડુ થયું જેઓ મને અને બીજાઓને ખાધખોરાકી પુરી પાડતા હતા. હું જે જે ઘરોની અંદર રહ્યો હતો તે તે ઘરોને બાંધવામાં પોતાનો ફાળો આપનાર સુથારો, લુહારો, કડીઆઓ, કામદારો અને ઈજીનીયરો વગેરે મને યાદ આવ્યા. જે જે જાહેર સંસ્થાઓએ અને કર આપનાર જનતાએ શાળા અને કોલેજોનો પાયો નાખવામાં મદદ કરેલી અને જે શિક્ષકો ને લેખકોએ પોતાના પ્રયત્નોથી મારા અંતરમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવ્યો હતો, તે બધાનો આભાર યાદ આવતાં મારું અંતર નમ્ર બન્યું. મને લાગ્યું કે આ બધાની મદદ વિના હું જે ઉંચી કેળવણી મેળવી શકયો તે મેળવી શકતે નહિ. આટલા મોટા પ્રમાણમાં ઉપકારની લાગણી મારા હૃદયે પ્રથમજ વાર અનુભવી. મારા અંગત પ્રયત્નોથી નહિ પણ મારા સંસ્કારી વાતાવરણને લીધે મારા બધાયે હિતેચ્છુઓ મારી આંખો સામે દેખાવા લાગ્યા; તેઓ મારા હિતેચ્છુઓ હતા એ ખરું પણ જ્ઞાનના પ્રકાશના અભાવને લીધે આજે તેઓને હું જે સ્વરૂપમાં જોઈ શકયો તે ત્યારે જોઈ શકયો ન્હોતો. સંસ્કારી વાતાવરણે આ પ્રમાણે મારો માર્ગ સરળ બનાવ્યો ને બીજાનો માર્ગ પણ તે તેવીજ રીતે સરળ બનાવી શકે.

વિદ્યાર્થી—સાહેબ, તે વાતાવરણનું સ્વરૂપ કેવું છે ?

શિક્ષક—તે વાતાવરણ પ્રકાશ અને પ્રભાવથી ભરેલું છે. જેઓ આ વાતાવરણમાં રહે છે તેઓ તે પ્રકાશના પ્રભાવથી પોતાના આંતરિક જીવનને ખરા સ્વરૂપમાં જોઈ શકે છે, એટલું જ નહિ પણ પૂજ્યભાવનાની ઉત્તમ લાગણીની મહત્તા અને પરોપકારવૃત્તિ વગેરેનું રહસ્ય પણ સમજી શકે છે. આ વાતાવરણમાં જે શક્તિ રહેલી છે તે અમુક મનુષ્યોનાં જીવનમાં અદ્‌ભુત ચમત્કાર આણી શકે છે.

વિદ્યાર્થી—સાહેબ, આ વાતાવરણ પોતાનું કાર્ય કેવી રીતે કરે છે તેના દૃષ્ટાંત આપશો ?

શિક્ષક—હા, હું તેના દાખલા જરૂર આપીશ.

એક બ્રાહ્મણને તેના બાપે ઘણાજ લાડકોડથી ઉછેરી મોટો કર્યો હતો. તેણે તેને સારી રીતે ભણાવ્યો ગણાવ્યો અને કોઈ ઉચ્ચ કુળની કન્યા સાથે તેનું લગ્ન પણ કરી આપ્યું. તે બ્રાહ્મણને પોતાની સ્ત્રીપ્રત્યે એટલો બધો મોહ હતો કે બીજું કોઈ તેની વિરૂદ્ધ કાંઈ પણ કહે એ તે સહન કરી શકતો નહિ. દિવાળીના દિવસોમાં એક દિવસે તેનો બાપ મિઠાઈ લાવ્યો. તે દિવસે ઘરમાં રોશની કરવાની હતી. આ છોકરાની સ્ત્રીને રોશની કરવાનું કામ સોંપવામાં આવ્યું. છોકરાના બાપને ખબર હતી કે તેની પુત્રવધુ જરા બેદરકાર હતી, એટલે તેણે પુત્રવધુને એટલુંજ કહ્યું કે પુત્રી, સંભાળીને કામ કરજે. બત્તીઓની આજુબાજુ પડેલી આ તરતજ સળગી ઉઠે એવી ચીજો નજદીક મુકીશ નહિ. આ શબ્દોની અંદર કશુંજ વાંધા ભરેલું ન્હોતું. પણ તે છોકરાએ મારી આગળ કબુલ કર્યું કે તે આ સાભળી તપી ગયો અને પોતાના પિતાને કહ્યું કે જો તમને એની પર વિશ્વાસ ન હોય તો તમે પોતેજ જઈ તે કામ કરો. તેનો બાપ આ સાંભળી સ્તબ્ધ થઈ ગયો અને તેણે છોકરાની આ ખરાબ વર્તણુક માટે ખુબ ઠપકો આપ્યો. છોકરો આ શબ્દો સાંભળી ઉદ્ધતાઈથી વર્ત્યો. આથી તેના બાપે તેને એક તમાચો માર્યો. તેણે પોતાના બાપને એવું સખ્ત બચકું ભર્યું કે તેના હાથમાંથી માંસનો લોચો બહાર નીકળી પડયો. તેનો બાપે ખુબ ઉકળી તેને બેહાથે ઉપાડયો, અને તેને નીચે પછાડી તેના મગજના ભુકેભુકા કરી નાખવાની તે અણીપર હતો એવામાં તેનું પિતૃહૃદય પીગળી આવ્યું અને તેણે છોકરાને કહ્યું કે મારામાં તને મારી નાખવાની શક્તિ છે પણ હું તેમ કરી શકતો નથી. તું મારી તરફ તદન પશુની જેમ વર્ત્યો છે.

રાત્રે તેના બાપને આ શારીરિક ને માનસિક પીડાથી ઉંઘ ન્હોતી આવતી ત્યારે છોકરાની મા પોતાના પતિના ચરણમાં પડી ધ્રુસકેધ્રુસકે રડતી કહેવા લાગી કે મારા દુર્ભાગ્ય છે કે મેં આવા દુષ્ટ પુત્રને જન્મ આપ્યો. છોકરાએ આ જોયું પણ તેને પોતાના વર્તન માટે પસ્તાવો થયો નહિ. વર્ષો પછી એક વખત તે છોકરાને આ સંસ્કારી વાતાવરણમાં રહેવાનો પ્રસંગ મળ્યો અને એ સમયે પોતાના બાપ પ્રત્યેની ઘાતકી વર્તણુક તેને યાદ આવી ને તે ધ્રુસકે ધ્રુસકે રડયો. તેણે પોતાના બાપને કાગળો પર કાગળો લખ્યા અને તેની પાસે જઈ તેની સેવા કરવાની પરવાનગી માગી કે જેથી તેના હૃદયને શાંતિ મળે. આ રીતે સંસ્કારી વાતાવરણની અસરને લીધે તે છોકરો પોતાની અપકાર-વૃત્તિને તેના સાચા સ્વરૂપમાં જોઈ શકયો અને એથી તેનું હૃદય વિશુદ્ધ બન્યું ને તે ઉપકારવૃત્તિ કેળવી શકયો.

આનાથી પણ કરુણ એક બીજો દાખલો છે, જેની અંદર ત્રણ ભાઇઓએ પોતાની માને ભૂખમરાથી મારી નાખવાનું કાવતરૂં રચ્યું. આ ત્રણ ભાઇઓમાંનો એક પરણેલો હતો. તેની સ્ત્રીને પોતાની સાસુ સાથે બનતું ન્હોતું. આ ત્રણે છોકરાઓએ પોતાની માને મારી નાખવાનો વિચાર કર્યો. તે એક વખત માંદી પડી, પણ આ લોકોએ દાક્તરને બોલાવવાની સાફ ના પાડી. તેમના વૃદ્ધ માતા દુઃખથી પીડાતી બીછાનામાં સુતેલી હતી ત્યારે આ ત્રણે છોકરાઓ બારણું બ્હારથી બંધ કરી ચાલ્યા ગયા; તેઓનો ઈરાદો એવો હતો કે આપણે ચાર પાંચ દહાડે પાછા ફરીશું ત્યારે ડોસી મરી જશે ને તેની ખટપટ જશે. આ ભાઇમાંનો એક ઓંચીતો એક દિવસ અમારી સભામાં આવી લાગ્યો. સભાની અંદર જે ઉપદેશ અપાતો હતો તે તેણે શાંતિથી સાંભળ્યો. તેના મન ઉપર આ ઉપદેશની એટલી ઉંડી અસર થઈ કે સભા બરખાસ્ત થાય તે પ્હેલાં આંખમાંથી આંસુ સારતો તે પોતાની

માની જીંદગી બચાવવા પોતાને ગામ દોડતો ગયો. તેના નસીબજોગે તે વખતસર જઈ પહોંચ્યો. દાક્તરની સારવારથી અને તેની સારી માવજતથી તેની મા સાજી થઈ અને તેના આનંદનો પાર ન રહ્યો. આ પ્રમાણે જે છોકરાએ પોતાની માને ઘાતકી રીતે ભૂખમરાથી મારી નાખવાનો નિશ્ચય કર્યો હતો તે પોતાનું ઘોર પાપી કૃત્ય જોઈ શક્યો અને તેમાંથી તેની માને બચાવી તેમજ તેની બાકીની જીંદગી દરમિયાન તેની સેવા કરી ત્યારે જ તેના ચિત્તને શાંતિ મળી.

વિદ્યાર્થી—સાહેબ, આ ઘણાજ અસરકારક ઉદાહરણો છે. આ વાતાવરણથી ફાયદો થયો હોય એવા ઉચ્ચ શિક્ષણ લીધેલા યુવાનોના દાખલા તમે અમને આપશો ?

શિક્ષક—તમે શિક્ષણને વધુ મહત્ત્વ આપતા લાગો છો. માણસો ભણેલા હોય કે અભણ હોય, પણ તેઓ અંતે તો મનુષ્યો જ છે. તેઓમાં પણ આ નબળાઈ હોય છે તેમ છતાંયે હું તમને થોડા ભણેલા યુવાનોના દાખલા આપીશ.

એક ઘણું જ ભણેલોગણેલો કોલેજનો પ્રોફેસર છે. તે જ્યારે નાનો હતો ત્યારે તેનો પિતા તેને, તેની બ્હેનને ને માને છોડી કોઈ દૂરના પ્રદેશમાં ચાલી ગયો. ગરીબ બિચારી માને માથે આખા કુટુંબનો બોજો આવી પડયો. આ છોકરાએ બહાદુરીથી કુટુંબની જવાબદારી પોતાને માથે ઉપાડી લીધી. તેનો બાપ તેને છોડી ગયો એ માટે તેની ઉપર તે ઘણો જ કોપાયમાન હતો. વર્ષો પછી આ છોકરો હું કહું છું તેવા સંસ્કારી વાતાવરણની અસર નીચે આવ્યો. થોડાક વખત પછી તેની વર્તણુકમાં વિચિત્ર ફેરફાર માલમ પડયો. પોતાના બાપને લીધે દુઃખી થયો હતો એ વસ્તુ તે ભૂલી ગયો અને એ સમજવા લાગ્યો કે એને હસ્તીમાં આણનાર એના પિતા જ હતા. તેના બાપે વર્ષો સુધી તેનું પાલનપોષણ કર્યું હતું એ તેને યાદ આવ્યું, ને તેના અંતરમાં ઉપકારવૃત્તિ જન્મી,

તેનું હૃદય પિતાના તરફ કોમળ બન્યું અને તેણે પોતાના બાપ સાથે સમાધાની કરવા નિશ્ચય કર્યો. તેણે પિતાને ઘણા કાગળો લખી પિતાના અનેક ઉપકારો માટે સવિનય આભાર માન્યો અને પાછા સલાહસંપથી તેની સાથે રહેવાની ઈચ્છા દર્શાવી. તેનો બાપ જે જગ્યાએ રહેતો હતો ત્યાં તે ગયો અને જે ઘર ને કુટુંબનો એણે પોતાની મરજીથી ત્યાગ કર્યો હતો ત્યાં તેને પાછો તેડી લાવ્યો. આ વાતાવરણે આ ભણેલાગણેલા યુવાનમાં જે પરિવર્તન આણ્યું એથી કરીને એ લોકોના જીવનમાંથી કડવાશ સદંતર દૂર થઈ.

વિદ્યાર્થી—સાહેબ, આ ઘણું જ અસરકારક ઉદાહરણ છે.

શિક્ષક—હા, તે ખરૂં છે. હું તમને બીજા એક ભણેલા વેપારીનો દાખલો આપીશ. આ વેપારીને પોતાના બાપ સાથે અમુક બાબતમાં મતભેદ પડયો. આ કડવાશ એટલી હદ સુધી પ્હોંચી કે બાપને છોકરા માટેની લાગણી જેવું ભાગ્યે જ કશું રહ્યું. કડવાશનુ કારણ એ હતું કે નાના છોકરાને મદદની જરૂર હોવાથી પોતાનો મોટો છોકરો તેના નાના ભાઇને મદદ કરે એવી બાપની ઇચ્છા હતી. મોટા છોકરાએ મદદ કરવાની ના પાડી ને કહ્યું કે મેં તેને અત્યાર સુધીમાં ઘણી મદદ કરી છે. આથી બાપને ઘણીજ નિરાશા ઉત્પન્ન થઈ. પોતાના ગરીબ નાના છોકરાની તેને હંમેશા ચિંતા થયા કરતી. તેનો મોટો છોકરો તેનું કંઈ સાંભળતો નહિ. એક વખત અચાનક બાપદિકરો સ્ટેશને મળી ગયા, જ્યાં એક સભા ભરાયેલી હતી. છોકરો તે સભામાં ગયો. સભાની અંદર આપેલા ઉપદેશની તેના ઉપર એટલી સારી અસર થઈ કે તે પોતાના બાપ તરફ જે રીતે વર્ત્યો હતો તે વર્તણુંક તેને ઘણીજ ખરાબ અને અપકારવૃત્તિથી ભરેલી લાગી. સભા ખલાસ થઈ કે તરતજ તે પોતાના બાપના ઓરડામાં ગયો અને તેના પગ આગળ માથું મુકી ખુબ રડયો અને તેની અપકારવૃત્તિ માટે માફી માગી ને બાપને

કહ્યું કે હવે હું તમે કહેશો તે પ્રમાણે કરીશ. તેણે કહ્યું કે પૈસાના મોહને લીધે હું તમારા ઉપકારો ભુલી ગયો તમે મારા જન્મદાતા છો અને મને આ સારી સ્થિતિએ પહોંચાડનાર પણ તમે છો, એ પણ મને યાદ ન આવ્યું તમે મારી પાસે જે માગણી કરી હતી તે તમારા ઉપકારના દેવાનો બદલો પાછો વાળવા માટે કરી હતી અને આખરે તમારી ઇચ્છા પ્રમાણે હું મારા એક પોતાના નાના ભાઇને મદદ કરૂં તે સિવાય વિશેષ કંઈ ન્હોતી. મને દુઃખ થાય છે કે ઉપકારની લાગણીના અભાવને લીધે હું વફાદારીમાંથી ચૂકયો. અપકારવૃત્તિ ભયંકર છે એ હું હવે જોઈ શકયો છું અને હું તમારા આશીર્વાદ માગું છું કે મને આ સંસ્કારનો પ્રકાશ વધુ મળે. આ પ્રમાણે તમે જોઈ શકશો કે જ્યાંસુધી માણસમાં ઉદારવૃત્તિનો ઉદય થતો નથી અને તેનું જીવન સ્વાર્થવૃત્તિથી દોરાય છે ત્યાં સુધી તે પોતાના હિતૈષિઓને જોઈ શકતો નથી. પણ જો સદ્ભાગ્યે તેને આવા જ્ઞાનનો પ્રકાશ મળે તો તેની અપકારવૃત્તિ માટે તેનામાં ઘણુંજ દુઃખ ઉત્પન્ન થશે અને તે ઉપકારવૃત્તિ કેળવવા બનતાં પ્રયત્ન કરશે.

વિદ્યાર્થી—સાહેબ, અમે અમારા પોતાના પ્રયત્નો વડે અમારી અપકારવૃત્તિ શા માટે જોઈ શકતા નથી ?

શિક્ષક—જે માણસ કુવામાં પડી ગએલો હોય છે તે બહાર ઉભેલા કોઈ માણસની મદદ વગર બહાર નીકળી શકતો નથી. અહીં કુવામાં પડી ગયેલા માણસને એવી ઇચ્છા હોય છે કે તેને કોઈ બહાર કાઢે તો સારૂં. આથી જો કોઈ દયાળુ માણસ કુવામાં દોરડું નાખે તો તે દોરડાને પોતાની કમરે બાંધી પોતાને બહાર ખેંચી કાઢવા માટે બહાર ઉભેલા માણસને મદદ કરી શકે. આવીજ રીતે નૈતિક જીવનમાં જે મનુષ્યની અધોગતિ થયેલી હોય છે, તે માણસની સ્થિતિ તો તેથી પણ વધુ ખરાબ છે, કારણ તેને આવા મલિન પ્રકારના જીવનમાંથી બહાર નીકળવાનું મન

પણ થતું નથી. ઉલ્ટું તેવા પ્રકારના દૂષિત જીવનમાંથી તેનો ઉદ્ધાર કરનાર માણસના પ્રયત્નોને પણ તે તુચ્છકારી કાઢે છે. છેલ્લા દૃષ્ટાંતની અંદર પોતાનો છોકરો અપકારી બને છે એ તેને બતાવવા બાપે ઘણીજ મહેનત કરી. પણ છોકરાએ કંઈ પણ સાંભળ્યું નહિ અને અપકારવૃત્તિના ઉંડા ખાડામાં પડી રહ્યો. તેને તે ખાડામાંથી બહાર કાઢવાને કંઈક વધુ કરવાની જરૂર હતી. ખાડામાંથી બહાર નીકળવાની ઇચ્છા તેનામાં જાગૃત થાય એવું કંઈક કરવાની જરૂર હતી. અપકારવૃત્તિના ખાડામાં પડી રહી પોતે જે જાતનું જીવન પસાર કરે છે તે પોતાને હાનિકારક છે એ તે સમજી ન શકયો ત્યાં સુધી આ ઇચ્છા જાગૃત થવા ન પામી. તેના હૃદયમાં કોઈ નવીન જ્ઞાનનો ઉદય થાય એ ઘણુંજ જરૂરનું હતું. દરેક નવીન અને ઉચ્ચ પ્રેરણાનો ઉદ્‌ભવ બધે ઠેકાણે થતો નથી, પણ તેને અનુકૂળ વાતાવરણમાંજ તે ઉત્પન્ન થાય છે.

મનુષ્ય ઉચ્ચ પ્રકારનું જીવન જીવી શકે એ માટે આવા ઉત્તમ નૈતિક અને ધાર્મિક વાતાવરણની પ્રથમ જરૂરિયાત છે. આ સંસ્કારી વાતાવરણ નહિ હોય તો પાપી પોતાના પાપમય, કુરૂપ અને કલંકિત જીવનને નહિ જોઈ શકે અને તેમાંથી બહાર નીકળવાની તેને ઇચ્છા પણ નહિ થાય. આ અદ્‌ભુત વાતાવરણ સંસ્કારી મનુષ્યમાં તે ખાડામાંથી બહાર નીકળવાની ઇચ્છા જાગૃત કરે છે એટલુંજ નહિ પણ તે મલિનતાના ખાડામાંથી બહાર નીકળવા માટે તેને બળ પણ આપે છે. જે લોકો આવા વાતાવરણમાં રહે છે તેઓ ઉચ્ચ પ્રકારની વિશુદ્ધિ કેળવી પોતાના અનેક સંબંધોમાં પણ મીઠાશ લાવી શકે છે.

વિદ્યાર્થી—સાહેબ, આ વાતાવરણ સિવાય બીજી કોઈ કસોટીઓમાંથી સંસ્કારી મનુષ્યને પસાર થવું પડે છે ?

શિક્ષક—હા, આપણા સમાજની અંદર સંબંધીઓ એકબીજાની વર્તણુક સુધારી શકે એ માટે સમય યોજવામાં આવ્યો છે.

માબાપ અને બાળકો વચ્ચેનો સંબંધ સુધરે એ માટે એક સમયની યોજના કરવામાં આવી છે. આ બધા સમયની અંદર જે હિતેચ્છુઓ તરફથી આપણે અનેક ઉપકારો મેળવીએ છીએ તેમની પ્રત્યે ઉપકારવૃત્તિની ભાવના કેળવવા માટે પુષ્કળ ભાર મુકવામાં આવે છે.

વિદ્યાર્થી—સાહેબ, માબાપ ને શિક્ષકો સિવાય અમારા બીજા કોઈ હિતેચ્છુઓ છે?

શિક્ષક—ખનીજ પદાર્થો, વનસ્પતિ, પશુપક્ષીઓ અને મનુષ્યો એવા લાખો જીવો આપણા ઓછેવત્તે અંશે હિતેચ્છુઓ છે. તમે વિચાર કરી જોશો તો માલમ પડશે કે હવા, પાણી, તડકો, પૃથ્વી એ બધાં ન હોત તો આપણી શી દશા થતે. વનસ્પતિ જો ન હોત તો આપણે શું ખાઈ શકતે? માંસાહારીઓ ને શાકાહારીઓ જીવી પણ શકતે નહિ. જગતમાંથી આપણે અસંખ્ય ઉપકારો મેળવીએ છીએ તેમાંના આ થોડાક છે. આજે પણ લાખો પ્રાણીઓ આપણી સેવા કરે છે. મનુષ્ય જગતનો વ્યવહાર તેઓના સીધા કે આડકતરા સહકાર વિના જરાયે આગળ આવી શકે નહિ. આપણા શારીરિક, માનસિક ને ધાર્મિક જીવનની વૃદ્ધિ માટે આપણે અસંખ્ય પદાર્થોની મદદ રોજને રોજ મેળવીએ છીએ, પણ આપણે તે જોઈ શકતા નથી. મનુષ્ય જો ઉપકારવૃત્તિની ભાવના કેળવી શકે તો તેના આનંદનો પાર નહિ રહે.

મને અનેક દુશ્મનો છે એવા વિચારથી ખેદ થવાને બદલે દુશ્મનોથી અનેક ગણા મિત્રો મને આ જગતમાં છે એમ થતાં તેનું હૃદય આનંદી બનશે.

આ પ્રમાણે ઉપકારવૃત્તિની ભાવના ઘણીજ જરૂરની છે અને તેનો વિકાસ કરવા માટે નૈતિક ને ધાર્મિક વાતાવરણની જરૂર છે. તમે બધા તમારા જીવનમાં તેનો અનુભવ કરી શકો એવી મારી શુભેચ્છા છે.

---

# પ્રકરણ ૯ મું

## પૂજ્યભાવ અને ઉપકારવૃત્તિથી બીજાઓની નિઃસ્વાર્થભાવે સેવા.

"બીજાનું ભલું કરવું એ અવશ્ય માનવજીવનનું ઉત્તમ કાર્ય છે." સીડની.

શિક્ષક—અત્યારસુધીમાં મેં પૂજ્યભાવ અને ઉપકારવૃત્તિએ બે સદ્ગુણોની વાત કરી. આજે હું જે સદ્ગુણ વિશે ચર્ચા કરવા માગું છું તે સેવા છે. આપણા અનેક સંબંધોની અંદર પ્રકાશ લાવવા માટે જીવનમાં આ ગુણ કેળવવાની પણ ઘણીજ આવશ્યકતા છે. ખરેખર, બીજાને કંઈ આપવું એ કંઈ મેળવવા સમાન જ છે.

વિદ્યાર્થી—સાહેબ, સેવાનો સાચો અર્થ શો હોઈ શકે ?

શિક્ષક—બીજાની નિઃસ્વાર્થભાવે સેવા કરવી એજ સેવાનો સાચો આદર્શ હોઈ શકે. આપણે બીજા કરતા આપણી જાત માટે વધારે સ્વાર્થી હોઈએ છીએ. આપણી સ્વાર્થવૃત્તિ સંતોષવાને ખાતર આપણે બીજાના હક્કોની પરવા કરતા નથી એટલુંજ નહિ પણ તેમને હાનિ કરવાની ઇચ્છા પણ આપણને થાય છે. આવા સ્વાર્થી સ્વભાવને લીધે આપણે નિર્દય બની જઈએ છીએ. ગયા પાઠમાં મેં જે બે સદ્ગુણોની વાત કરી તે આપણને આપણી સ્વાર્થીવૃત્તિના નાના સરખા વર્તુળમાંથી બહાર આવવાને મદદ કરે છે.

વિદ્યાર્થી—સાહેબ, આદર અને ઉપકારવૃત્તિ અમને અમારી સ્વાર્થવૃત્તિમાંથી કેવી રીતે બહાર કાઢી શકે છે તે સમજાવશો ?

શિક્ષક—આ બે સદ્ગુણો મુખ્યત્વે કરીને ઉચ્ચ સત્ય ઉપર આધાર રાખે છે. બીજાને માટેના પૂજ્યભાવથી તેના જીવનના ઉત્તમ ગુણોને હું જોઈ શકું છું અને તેની સરખામણી કરી હું તેનાથી

કેટલી નીચી પાયરીએ છું તેનું મને ભાન થાય છે. આવી સરખામણીથી મારી પૂજ્ય વસ્તુના ગાન ગાવા મારામાં ઉત્કંઠા ઉત્પન્ન થાય છે અને હું મારી ખામીઓ જોઈ શકું છું. મારામાં આ લાગણી ઉત્પન્ન થવાને લીધે મારાથી ઉચ્ચ પૂજ્ય વ્યક્તિ માટે હું કાંઈ કરૂં એવી ભાવના મારામાં જાગૃત થાય છે. આથી કુદરતી રીતે જ હું મારા સ્વાર્થને ભૂલી જાઉં છું. હું આ વાત મારા જીવનમાં બનેલા બનાવો પરથી સાબિત કરીશ.

હું શાળામાં હતો ત્યારે શિખધર્મના પ્રચાર માટે પોતાનું સર્વસ્વ હોમનાર એક ઉચ્ચ કેળવણીકારના સમાગમમાં આવ્યો. તેણે એક ગુરુદ્વાર બંધાવ્યું અને માત્ર તે કામ કરવામાં માટે તેણે પોતાની નોકરી પણ છોડી દીધી. તે પંજાબમાં આવતાં ત્યારે શિખધર્મ પ્રત્યેના તેના પ્રેમ અને ઉત્સાહને લીધે ઘણા પ્રખ્યાત ગુરુદ્વારોમાં મહેમાન તરીકે ભારે આવકાર મળતો. એટલામાં એક યુવાનને આ માણસ તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થયો. તેની એક દુકાન હતી અને તેનો ધંધો સારો ચાલતો. શિખધર્મના ઉપદેશક તરફની પૂજ્યભાવનાએ તેના જીવનમાં એટલો બધો ફેરફાર આણ્યો કે તેને એક દિવસ પણ તેની સેવા કર્યાવિના કે તેના દર્શનવિના ચાલતું ન્હોતું. જ્યારે તે વેપારીને લગ્ન કરવાનો વખત આવી પહોંચ્યો ત્યારે તેણે તે વિચાર માંડી વાળ્યો. કારણ તેના શિખ ઉપદેશકની એવી ઇચ્છા હતી કે તેનો શિષ્ય પોતાનો બધો વખત તેના અત્યંત પ્રિય કાર્યની સેવામાંજ ગાળે. આ પછી વર્ષો સુધી આ યુવાનનો વેપાર ધમધોકાર ચાલ્યો અને તેણે પોતાની બધી કમાણી આ શિખ ઉપદેશકને આપી દીધી. પોતાના ગુરુના મરણ પછી તેના આ શિષ્યે તેના જીવનના બાકીના બધાં વર્ષો ગુરુદ્વાર અને પોતાના પૂજ્ય ગુરુની સેવામાંજ ગાળ્યાં. આ પ્રમાણે શિખ ઉપદેશક પ્રત્યે આ વેપારીને ઉંડો આદરભાવ હોવાને લીધે તે સ્વાર્થવૃત્તિના નાના વર્તુળમાંથી બહાર આવી શકયો.

વિદ્યાર્થી૯—સાહેબ, આ ઘણીજ બોધકારક વાર્તા છે.

શિક્ષક—અલબત્ત તે છેજ હું તમને એક બીજી વાત કહીશ. આ સદીની શરુઆતમાં એક બનાવ બની ગયો છે જેણે મારા મન ઉપર કાયમની ઉંડી અસર કરી છે. કોઈ શાળામાં ભણતો એક વિદ્યાર્થી હતો. તેનું ચારિત્ર્ય ઘણુંજ વિશુદ્ધ હતું, અને તે સ્વભાવે ઘણોજ મળતાવડો હતો. કોઈ એક બદમાસ દારુડિયા અને દુષ્ટ ચારિત્રવાળા માણસને આ સારા છોકરા માટે અત્યંતજ આકર્ષણ થયું. જ્યારે તેના મળવાથી આ સારા માણસની બદનક્ષી થવા માંડી ત્યારે તે છોકરાના સગાંઓએ તે બદમાસને માર માર્યો. પણ તે હમેશ કહેતો કે હું આ છોકરાને કાંઇ પણ હાનિ કરવા માગતો નથી. હું માત્ર તેના દર્શન માટેજ આતુર છું. આ છોકરો ઘણોજ સદ્‌ગુણી અને નમ્ર હતો અને તેનું હૃદય પણ ઘણુંજ કોમળ હતું. એક દિવસ તેણે તે દારુડિયાને શોધી કાઢયો ને કહ્યું કે વ્હાલા મિત્ર, તને મારે માટે આટલું બધું આકર્ષણ છે, પણ તેથી મારી ને મારા કુટુંબની નિંદા થાય છે. મને તારે માટે સહાનુભૂતિ છે પણ તું મને કહે કે તારી શી ઇચ્છા છે ? જો તારી માગણી યોગ્ય હશે તો હું તને મદદ કરીશ. ત્યારે તે માણસે જવાબ આપ્યો કે સાહેબ, મને તમારે માટે ઘણોજ આદરભાવ છે. મને ખબર નથી કે મને શું થયું છે, પણ મને જો તમારું દર્શન રોજ થાય તો મારો દિવસ આનંદમાં જઈ શકે. ત્યારે તે છોકરાએ જવાબ આપ્યો કે હું રોજ આ કલાકે અમુક રસ્તા પરથી પસાર થઈશ. તું ત્યાં જઈ બેસજે ને મારા માબાપને પજવતો નહિ. ધીરે ધીરે લોકોને માલમ પડયું કે આ માણસના જીવનમાં સુધારો થતો હતો અને પેલો છોકરો તેના જીવનમાં વધુ રસ લેતો હોવાથી તે તેને દારુ ને એવી બીજી બદીઓમાંથી બચાવી શકયો, અને તે માણસ એક ઘણોજ આબરુદાર ધંધાદારી બની ગયો. છોકરાને પણ થયું કે આ માણસ મારી પ્રત્યેના પૂજ્યભાવને લીધેજ મારી તરફ આકર્ષાયો હતો

અને તેનામાં કોઈ ખરાબ ભાવના ન હતી. એક વખત તે છોકરો કોઈ દૂરના સ્ટેશને ઉભો હતો એવામાં પોતાનો ભાઈ કોલેરાથી પછડાઈ પડયો છે એવા સમાચાર આપતો તાર તેને મળ્યો. આ છોકરાએ આ માણસને તાર કરી પોતાનો ભાઈ જે ગામમાં માંદો હતો ત્યાં જઈ તેની સેવાચાકરી કરવા જણાવ્યું. હું ધારૂં છું કે ઘણાયે માણસો એ વસ્તુનો પુરાવો આપશે કે આ માણસે પોતાની જરા પણ દરકાર કર્યા વિના પોતાના પૂજ્ય ગુરુના ભાઇની ઘણાજ પ્રેમ તેમજ ઉત્સાહથી ખાતર બરદાસ કરી. તે તેની ઉલ્ટીઓ વગેરે પોતાના હાથેજ ઉપાડતો ને સાફ કરતો. પોતાને શું થશે તેની તેણે જરાયે દરકાર ન કરી. પોતાના પૂજ્યગુરુના કુટુંબની સેવા કરવાની તેને તક મળી એ માટે તેનું હૃદય હર્ષથી ઉછળવા લાગ્યું. આ પ્રમાણે બીજા મનુષ્ય માટેના પૂજ્યભાવને લીધે એક દુષ્ટ માણસ આબરુદાર બન્યો એટલુંજ નહિ પણ પોતાની પૂજ્યવસ્તુની સેવામાં પોતાની જાતને પણ ભૂલી ગયો.

વિદ્યાર્થી—સાહેબ, માણસ ઘણોજ નસીબદાર હતો કે આવા પવિત્ર આત્મા માટે તેનામાં પૂજ્યભાવ ઉત્પન્ન થયો.

શિક્ષક—હા, તે ખરેખર નસીબદાર હતો.

આવો એક ત્રીજો દાખલો પણ મેં જોયો છે જેમાંથી તમને ઘણું શિખવાનું મળશે. હું જે જગ્યાએ મારો ધંધો કરતો હતો ત્યાં કોઈ એક યોગી રહેતો હતો. એમ કહેવાય છે કે તેની એક શિષ્યા સારા ચારિત્રની ન્હોતી. પણ તે બાઈને આ યોગી માટે પૂજ્યભાવ ઉત્પન્ન થયો અને તેનામાં પરિવર્તન થયું. આ બાઈ તેની ટોળીમાં જોડાઈ ગઈ અને તે જીવતો હતો ત્યાં સુધી તેણે તે યોગીની ને તેનાં અનુયાયીઓની ખુબ સેવા કરી. તેના મરણ પછી તે બાઇએ પોતાની બાકીની જીંદગી તે યોગીના મંદિરમાંજ ગાળી. પોતાના પૂજ્યગુરૂની જન્મતિથિએ એક માતાના વહાલથી તે મંદિરમાં આવેલા યાત્રાળુઓની જે પ્રકારે સેવા કરતી તે દૃશ્ય

ઘણુંજ સુંદર હતું. તેણે પોતાનું આખુયે જીવન તે યોગી અને તેનું પવિત્ર કાર્ય અને તેના શિષ્યોની સેવામાં જ હોમી દીધું. તે યોગીના અનુયાયીઓ તો તેને સ્વર્ગીય માતા સમાન ગણતા. આ પ્રમાણે તે પોતાના સ્વાર્થવૃત્તિના નાના સરખા વર્તુળમાંથી બહાર નીકળી શકી અને પોતાની પૂજ્યવ્યક્તિ અને તેણે ઉપાડેલા કાર્ય માટે તેનામાં ઉચ્ચ પ્રેમનો વિકાસ થયો.

આ દૃષ્ટાંતો પરથી તમે જોઈ શકશો કે પૂજ્યવૃત્તિ આપણને કેવી રીતે સ્વાર્થવૃત્તિની નાની સરખી કોટડીમાંથી બહાર લાવી શકે છે અને આપણને પરમ સત્યના પ્રકાશનું દર્શન કરાવી શકે છે. જે માણસો આ લાગણીનો અનાદર કરે છે તે તેના સ્વરૂપ અને મૂલ્યને પિછાનતા નથી.

વિદ્યાર્થી—સાહેબ, ઉપકારવૃત્તિ પણ આપણામાં આવા પરમ સત્ય માટેની લાગણી ઉત્પન્ન કરી શકે છે?

શિક્ષક—હા, પણ પૂજ્યવૃત્તિની જેમ તેનું પણ ક્ષેત્ર ઘણુંજ મર્યાદિત છે. જે માણસની ઉપર આપણે કાંઈ પણ ઉપકાર કરીએ છીએ તે તેની અંદર રહેલા દયાના સુંદર ગુણને જોઈ શકે છે. તે પોતાના હિતેચ્છુને સાચા સ્વરૂપે જોઈ શકે છે. તેનું હૃદય તેના તરફ ખેંચાય છે. કેટલીક વખત તેની આંખમાંથી આંસુઓ પણ સરી પડે છે. હું તેનો દેવાદાર છું એવી લાગણી તેનામાં ઉત્પન્ન થાય છે. આવી લાગણીને લીધે ઉપકાર કરનાર માણસનું દેવું ચુકતે કરવાની ભાવના તેનામાં જાગૃત થાય છે. આ દેવું ચુકવતી વખતે તેનામાં વેપારીબુદ્ધિ હોતી નથી. તે ઉપકારના બદલામાં જે કાંઈ પણ પાછું વાળે છે તે તેને નહિ જેવું જ લાગે છે. બદલો વાળવા છતાં પણ તેના હૃદયને કદી પણ સંતોષ તો થતો જ નથી. આ પ્રમાણે તમે ઉપકારવૃત્તિ અને વેપારભાવના-એ બે વચ્ચેનો તફાવત જોઈ શકશો.

વિદ્યાર્થી—તમે અમને એ તફાવત સમજાવશો?

શિક્ષક—જરૂર, હું સમજાવીશ.

કેટલાક વર્ષો પ્હેલાં હું મેટ્રીકના વર્ગમાં કવિતા શીખવતો હતો. તેમાં એક કવિતાએ મારા મન ઉપર ઘણીજ સારી છાપ પાડી. તે કવિતાથી હું ઉપકારવૃત્તિ અને વેપારીભાવના વચ્ચેનો તફાવત પણ જોઈ શકયો. કોઈ એક માંદો માણસ રસ્તા ઉપર પડી રહ્યો હતો કોઈ અભિમાની પુરુષ તેની આગળથી પસાર થતા તેણે તેના તરફ એક સિક્કો નાખ્યો અને ત્યાંથી ચાલતો થયો. તે માંદા માણસે કહ્યું કે તે સાજો થયો ત્યારે તે સિકકો પેલા અભિમાની પુરૂષને પાછો આપી આવ્યો. સિકકો પાછો આપ્યા પછી તેને થયું કે તેણે પોતાનું દેવું ચુકવી દીધું હતું. અહીં ઉપકારવૃત્તિની ભાવનાનો સવાલ ન્હોતો; અહીં તો માત્ર વેપારી ભાવના હતી. તે માણસ પાછો માંદો પડયો; રસ્તે આવતાં કોઈ વૃદ્ધ પતિપત્નીને દયા આવતાં તેઓ તેને તેમના ઝુંપડામાં લઈ ગયા અને તેની ખુબ ખાતરબરદાસ કરી. પોતાના ઝુંપડામાં જે કંઈ હતું તેનો તેને માટે તેમણે ઉપયોગ કર્યો. તેઓ ગરીબ હોવા છતાં પણ ઘણા જ દયાળુ હતાં. તે ગરીબ માણસ સારો થયો ત્યારે કહેવા લાગ્યો કે તેઓએ મને જે જે ચીજો આપી તેની કિંમતના પૈસા હું ચુકવી શકું પણ તેઓને તે લોકોએ મારી તરફ જે મમતા બતાવી તેનો બદલો તો હું કેમજ વાળી શકું ? તેને એમ લાગ્યું કે તે લોકોએ તેની ઉપર જે પ્રેમ દર્શાવ્યો હતો તેના બદલામાં તે ગમે તેટલું કરે તો પણ તેમના ઉપકારનો બદલો સંપૂર્ણ રીતે પાછો વાળી શકશે નહિ. આ ઉપકારવૃત્તિની ભાવના છે. ઉપકારના ભાર નીચે દબાયેલા હૃદયને ગમે તેટલો બદલો પાછો વાળે તો પણ સંતોષ થતો નથી.

આ પ્રમાણે તમે ઉપકારવૃત્તિ અને વેપારવૃત્તિની ભાવના વચ્ચેનો તફાવત જોઈ શકશો.

વિદ્યાર્થી—સાહેબ, ઉપકારવૃત્તિ એ ઘણીજ ઉત્તમ ભાવના છે.

શિક્ષક—ખરેખર તે છેજ. અહીં હું તમને એ બતાવવા માગું છું કે ઉપકારવૃત્તિ આપણા સ્વાર્થને કેવી રીતે ભૂલાવી શકે છે અને આપણે કેવી રીતે અમુક મર્યાદામાં બીજાને ઉપયોગી થઈ શકીએ છીએ. હું તમને એક સાચો બનાવ કહીશ. હું જે પ્રાંતમાં રહું છું ત્યાં એક સાધુ રહે છે જે સંગીતમાં ઘણોજ પ્રવીણ છે અને જેને માટે લોકો ઘણોજ આદરભાવ ધરાવે છે. તેનો ગુરુ પણ એક સંગીતકાર અને સદ્‌ગુણી મનુષ્ય હતો. આ સાધુએ એના ગુરુ પાસેથીજ સંગીતનું જ્ઞાન મેળવ્યું. જો કે તે પોતાના ગુરુ કરતાં વધારે પ્રખ્યાત થયો છે તો પણ પોતાના ગુરુ પ્રત્યેના સન્માનને લીધે તે તેના કુટુંબ તરફ ઘણીજ નમ્રતાથી વર્તે છે અને તેમની સેવા પણ કરે છે. મેં તેના જીવનનો એક બનાવ સાંભળ્યો. એક શહેરની અંદર લોકોમાં ભજનની ધૂન જમાવવા તેને આમંત્રણ આપવામાં આવ્યું. તે પોતાના ગુરુની નાની પુત્રીને પણ ત્યાં સાથે લઈ ગયો. અને લોકો કહે છે કે તેણે જેટલો વખત ગાયા કર્યું તે દરમિયાન પોતાના ગુરુની પુત્રીને પોતાને ખભે બેસાડી રાખી. આ છોકરીને હાથીદાંતની બંગડીઓ જોઈતી હતી. આ મહાત્મા જે હજારો લોકોનો માનીતો થઈ પડયો હતો ને પેલી છોકરીને પોતાને ખભે ઉપાડી ત્રણેક માઇલ દૂર બીજા કોઈ શહેરમાં લઈ ગયો અને તે જ્યારે ત્યાં એક દુકાને પહોંચ્યો ત્યારે છોકરીને પોતાના ખોળામાં બેસાડી હાથીદાંતની બંગડીઓ તેના હાથમાં પહેરાવી. જે માણસે મને આ વાત કહી તેણે કહ્યું કે દેવોને પણ આ દૃશ્ય જોવા જેવું હતું. છેલ્લાં કેટલાંએ વર્ષોથી તે પોતાના ગુરુની અનેક પ્રકારે સેવા કરે છે અને તેની કીર્તિનો પ્રચાર કરે છે.

તમારામાંથી ઘણાએ પ્લેટોના સંવાદોની અંદર રહેલા તત્ત્વજ્ઞાન વિશે ખબર હશે. તે બધા સંવાદો સોક્રેટિસે આપેલા બોધને ઘણીજ વિદ્વત્તાથી સમજાવે છે. પ્લેટોને સોક્રેટિસ માટે ઘણોજ

પૂજ્યભાવ હતો. અને જો કે સૉક્રેટિસે પોતાનાં લખાણો સાચવી રાખ્યાં નથી તો પણ તેના આ શિષ્યે સૉક્રેટિસના નામથી તેના બધાં વચનો સાચવી રાખ્યાં છે. પ્લેટોએ આ સંવાદોને સંપૂર્ણ કરવા માટે પોતાના જીવનનાં કેટલાંયે વર્ષો ગાળ્યાં હશે. પણ પોતાના ગુરુના પૂજ્યભાવ અને તેણે આપેલા બોધને લીધે તે પોતાના સ્વાર્થને ભૂલી ગયો અને જગતમાં એક અમર પુસ્તક બહાર પાડવા છતાંયે હું તે બહાર પાડું છું એવો વિચાર સરખોએ તેને આવ્યો ન્હોતો. ઉલ્ટું જગત તેને તે સંવાદોના કર્તા તરીકે લેખવા લાગ્યું. જો પ્લેટોને સૉક્રેટિસ માટે આવો પૂજ્યભાવ ન હોત તો સૉક્રેટિસના શિક્ષણને આવી સુંદર અને સચોટ રીતે સમજાવવાનું મહાન કાર્ય તેનાથી થઈ શકતે નહિ. ઉપકાર-વૃત્તિથી ભરેલો મનુષ્ય પોતાની પૂજ્યવ્યક્તિની સેવા કરવાની હોય છે ત્યારે પોતાને કેવો ભોગ આપવો પડશે તેનો વિચાર પણ કરતો નથી.

વિદ્યાર્થી—સાહેબ, આભારવૃત્તિની લાગણી પોતાના હિતેચ્છુની સેવા કરવામાં માણસને આનંદ આપે છે કે તે શું તે માત્ર પોતાની ફરજ સમજે છે?

શિક્ષક—આ સારો સવાલ છે. જેવી રીતે સ્વાર્થવૃત્તિની લાગણી સ્વાર્થી માણસને પોતાનો સ્વાર્થ સંધાતા સંતોષ આપે છે, તેવીજ રીતે ભલમનસાઈની લાગણી બીજાનું ભલું થતાં માણસના મનમાં આનંદ ઉત્પન્ન કરે છે.

વિદ્યાર્થી—સાહેબ, આ વસ્તુ અમને દૃષ્ટાંતથી સમજાવશો?

શિક્ષક—હું એક વખત મારા મિત્રને મળવા ગયો. મારો મિત્ર લગભગ સીત્તેર વર્ષની ઉંમરનો હતો અને તેની પત્ની પણ લગભગ તેટલીજ ઉંમરની હતી. મારી વાતચીત દરમિયાન તેની પત્ની મને કહેવા લાગી કે તમારો મિત્ર મને રાંધવાની છૂટ આપે એ માટે તમે તેને શું સમજાવી ન શકો? તે મારે માટે હદ-

બહારની ચિંતા કરે છે. તેને એમ લાગે છે કે હું હવે તેને માટે રાંધું એ યોગ્ય નથી. મેં કહ્યું કે તમે તે પર શા માટે ધ્યાન આપો છો? ત્યારે પોતાની આંખમાં આંસુ લાવી અર્થસૂચકતાથી પોતાનો હાથ બતાવી તે કહેવા લાગી કે પચાસ વર્ષ પહેલાં તેણે મારી સાથે લગ્ન કર્યું અને તે બધાંય વર્ષો દરમિયાન તેણે એક વિશ્વાસુ પતિની જેમ મારી સાથે વર્તન કર્યું છે. હું તેની આટલી પણ સેવા ન કરૂં તો તેનાં ઉપકારનો બદલો શી રીતે વાળી શકું? તેના હૃદય પીગળાવી નાખે એવા આ શબ્દોએ મારા મન પર ઘણીજ ઉંડી અસર કરી. આ એક ઉપકારવૃત્તિથી છલકાતા મનુષ્યનો દાખલો છે જેને સેવા કરવાની તક ન આપવામાં આવતાં તેનું હૃદય દુઃખી રહેતું. આપણે જાણવું જોઇએ કે ઉપકારવૃત્તિ એ એક મનુષ્યથી પર એવી લાગણી છે. આપણે તે લાગણી બતાવતા નથી ત્યાં સુધી આપણને સંતોષ થતો નથી. પારકાની નિઃસ્વાર્થભાવે સેવા કરવી એમાંજ તેનો સંતોષ સમાયેલો છે. જો માનવજાત આ અદ્ભુત લાગણીનો ચમત્કાર સમજી શકે અને તે આપણા હૃદયને નમ્ર બનાવી આપણને કેટલાં કોમળ બનાવે છે, અને તે દ્વારા તે મનુષ્યોનાં કેટલાં દુઃખો દૂર કરી સુખ ઊત્પન્ન કરે છે, એ વસ્તુ જો આપણે સમજી શકીએ, તો આપણે બધાં આ ઉત્તમ ગુણને કેળવવા માટે અવશ્ય આતુર બનીશું. જગતની અંદર જે અન્યાય, જંગલીપણું, અને કઠોરતા આપણે જોઇએ છીએ, તેનું મુખ્ય કારણ એ છે કે માણસનું હૃદય સ્વાર્થી છે.

હવે બીજા પાઠમાં હું એકલી ભલામનસાઈ અને પરમ સત્ય વિષે વાત કરીશ.

---

# પ્રકરણ ૧૦ મું

## ભલમનસાઇનું સ્વરૂપ અને તેની ઉપયોગીતા.

શિક્ષક—હું આજે ભલમનસાઈ વિશે વાત કરીશ. ભલમનસાઈ એ શું છે? સ્વાર્થીવૃત્તિથી વિરૂદ્ધ આચરણ એ ભલમનસાઈ છે. સ્વાર્થીવૃત્તિને લીધે માણસ પોતાની એકલાની જ દરકાર રાખે છે. એથી ઉલ્ટું ભલમનસાઈ તેનામાં પારકાને માટે પણ સમભાવ ઉત્પન્ન કરે છે. ભલમનસાઇની લાગણીનાં ઘણાં સ્વરૂપો છે. અને તે બધામાં માયાળુપણુ, સહાનુભૂતિ, દયા, દાનવૃત્તિ, પરોપકાર, ક્ષમા, જાહેર જનતા માટે લાગણી, અને પરગજુપણુ એ ઘણાં જ સામાન્ય છે.

વિદ્યાર્થી—સાહેબ, અમારે આવી ભલમનસાઇનો ગુણ શા માટે કેળવવો જોઇએ?

શિક્ષક—ભલમનસાઇનો સદ્‌ગુણ કેળવવાનું મુખ્ય કારણ એ છે કે તેની વિરૂદ્ધની લાગણી સ્વાર્થીવૃત્તિ આપણા જીવનને અશકય બનાવે છે.

વિદ્યાર્થી—સાહેબ, તે કેવી રીતે?

શિક્ષક—ધારો કે સૂર્ય સ્વાર્થી હતે, તો શું થતે? તે આપણને પ્રકાશ આપવાની ના પાડતે. જો તેમ થાત તો આપણે જીવી પણ શકતે ખરા? ધારો કે પૃથ્વીએ આપણને આશ્રય આપવાની ના પાડી હતે તો આપણું શું થાત? ધારો કે વનસ્પતિઓ આપણને દાણો, શાકભાજી, ફળ વગેરે આપવાની ના પાડતે, તો આપણે શું ખાઈ શકતે? ઉપરઉપરથી જોતાં સૂર્ય આપણને પ્રકાશ આપી તેના બદલામાં પાછું કંઈ જ મેળવતો નથી. તેજ પ્રમાણે પૃથ્વી પણ આપણને આશરો આપી તેના બદલામાં પાછું કંઈ જ મેળવતી નથી. અને વનસ્પતિઓ પણ આપણા પોષણ માટે ખોરાક આપી તેના બદલામાં પાછું કંઇ જ મેળવતી નથી.

મનુષ્યનો જન્મ થયો તે પ્હેલાં આ બધાનું અસ્તિત્વ તો હતું જ.

આ પ્રમાણે તમે જોઈ શકશો કે સ્વાર્થવૃત્તિ કેટલી ભયંકર છે અને પરોપકારવૃત્તિ કેટલી લાભકારક છે. ધારો કે ભવિષ્યની બધી માતાઓ પોતે જે સંતાનોને જન્મ આપવાની છે તેમના સંબંધમાં સ્વાર્થી બને તો માનવવંશનો અંત આવશે, કારણ આવી સાર્વજનિક બેપરવાઇને લીધે કોઈ પણ બચ્ચાંનો જન્મ થશે નહિ. એવી જ રીતે જે સરકાર સ્વાર્થી છે તે શાપસમાન છે, કારણ તે કરો ઉઘરાવી તેના બદલામાં પ્રજાના લાભ માટે કાંઈ જ કરતી નથી. આવી જ રીતે સ્વાર્થી કુટુંબ, સ્વાર્થી કોમ, કે સ્વાર્થી જાત, પોતાના જ પતનનું કારણ બનશે. આપણે જાણીએ છીએ કે દરેક પ્રજા ભલમનસાઈમાં જેટલી ચઢે છે, તેટલા પ્રમાણમાં તે પોતાની ઉન્નતિ સાધી શકે છે, અને સ્વાર્થીવૃત્તિ કેળવતા તેમની અધોગતિ થાય છે. આ વીસમી સદીની અંદર આપણને એ કહેવાની જરૂર નથી પડતી કે સ્વાર્થીવૃત્તિનો પૂર્ણ વિકાસ થતાં તે સ્વાર્થી મનુષ્યનો, સ્વાર્થી કુટુંબનો, સ્વાર્થી સમાજનો, કે સ્વાર્થી પ્રજાનો મૃત્યુઘંટ વગાડે છે. માનસશાસ્ત્રે કોઇ પણ જાતના સંશય વિના આ વસ્તુ સાબિત કરી આપી છે. હું ધારૂં છું કે હવે તમે સમજ્યા હશો કે સ્વાર્થી બનવું એ ઘણુંજ ભયંકર છે.

વિદ્યાર્થી—સાહેબ, સ્વાર્થવૃત્તિ ઘણી જ ભયંકર છે. પણ તમે જીવનમાંથી થોડાક સાચા બનાવો ટાંકી તે કેવી રીતે શાપસમાન બને છે તે સમજાવશો?

શિક્ષક—'સાયન્સ ગ્રાઉન્ડેડ રીલીજીયન' નામના માસિકમાં યુરોપના કોઈ વર્તમાનપત્રે છાપેલી કોઇ એક સ્વાર્થી બાઈની વાત મેં છપાવી હતી. આ બાઇને પૈસા ઘણા જ વ્હાલા લાગતા. તેણે પૈસાને ખાતર એક પછી એક ઘણા પતિ કર્યા અને તે બધાના પૈસા પડાવી લીધા. ત્યાર પછી તે બીજા એક લક્ષાધિપતિ યુવાનને

પરણી અને તેને પણ છેતરી તેના પૈસા પડાવી લીધા. એક વખત તે બાઇનો ધણી સંકટમાં આવી પડયો અને તેણે પોતાની પત્નીને મદદ કરવા કહ્યું. પણ તેણે મદદ કરવાની ના પાડી અને તે બિચારો દુઃખમાં જ મરણ પામ્યો. તે બાઇને એક પુત્ર હતો. પોતે લક્ષાધિપતિ હોવા છતાંયે તેણે પોતાના પુત્રને તેની નાની સરખી આવક ઉપર જ રહેવા કહ્યું. તે પોતાની પાછળ કરોડો રૂપિયા મૂકી મરણ પામી પણ તેની સ્વાર્થીવૃત્તિને લીધે તેણે એક પત્નીને ને માતાને ન છાજે એવું વર્તન કર્યું. આ પ્રમાણે સ્વાર્થી-વૃત્તિથીં થતી પાયમાલી તમે જાણી શકશો.

વિદ્યાર્થી—હા, સાહેબ.

શિક્ષક—હું તમને એક બીજી વાર્તા કહીશ. કોઇ એક પૈસાદાર માણસ પાસે એક લાખ પચીસ હજાર પાઉંડ હતા. પણ તે છતાંયે તે પોતાની પત્ની અને બાળકોને તેમનું પોષણ થાય એટલા પૈસા પણ ન આપતો. તે મરી ગયો ત્યારે તેની સ્ત્રી તે પૈસા મેળવવા બૅંકની પાસે ગઈ. પણ તેને જણાવવામાં આવ્યું કે તેના પતિએ બધા પૈસા બૅંકમાંથી ઉપાડી લીધા હતા. તેની સ્ત્રી આ સાંભળીને હેબતાઈ ગઇ. થોડોક વખત તો તેને સમજ પણ ન પડી કે તેના ધણીયે પૈસાનું શું કર્યું હશે. એટલામાં તેને ઓચિંતું યાદ આવ્યું કે પોતાના મરણ પહેલાં તેના પતિએ તેને તેના કોટ સાથે દાટી દેવા કહ્યું હતું. તે બાઇને શંકા થઈ કે પૈસા કદાચ કોટમાં હોવા જોઈએ, આથી તેણે પોતાના ધણીનું શબ ખોદી કાઢવાની રજા મેળવવા અદાલતને અરજી કરી. અદાલતે તે પરવા-નગી આપી. પોલીસની હાજરીમાં શબને જે પેટીમાં મુકવામાં આવ્યું હતું તે પેટી કબરમાંથી બહાર કાઢવામાં આવી. ત્યાર પછી તે બાઇએ પેટીમાંથી કોટ બહાર કાઢયો અને તેને માલમ પડયું કે કોટના અસ્તર સાથે આ માણસે બેંકમાંથી ઉપાડેલી નોટો સીવી દીધી હતી. આ માણસની સ્વાર્થવૃત્તિ તેને આટલી હદ સુધી

લઈ ગઈ. સ્વાર્થી માણુસ પોતાની સ્ત્રી કે છોકરાંઓ માટે કાંઈ પણ લાગણી ધરાવતો નથી.

વિદ્યાર્થી—સાહેબ, આવા બનાવો બને એ સંભવિત છે?

શિક્ષક—તે સંભવિત છે એટલુંજ નહિ પણ આપણા રોજના જીવનમાં તે બને પણ છે. સ્વાર્થવૃત્તિ મનુષ્યને એટલી હદ સુધી નીચે લઈ જાય છે કે તે પોતાનોજ શત્રુ બને છે, અને પોતાની જાતને હાનિ કરે છે. હું એક બીજા સોનીનો દાખલો જાણું છું જેણે ઉચ્ચ શિક્ષણ લીધું, સરકારી નોકરી મેળવી અને એક લાખ રૂપિયાની મોટી રકમ ભેગી કરી. પૈસાના મોહે તેના મનનો એટલો બધો કબજો મેળવ્યો કે તે જ્યારે માંદો પડયો ત્યારે ધોબીને ધોવા પૈસા આપવા પડે એ માટે તે પોતાની ચાદર પણ બદલતો નહિ. તે ફીના પૈસા આપવા પડે એ માટે દાક્તરને પણ બોલાવતો નહિ ને દવા પણ લેતો નહિ. કારણ તેમાં પણ તેને પૈસા ખરચવા પડતા. તેના સગાંવ્હાલાઓએ તેની જાત માટેજ પૈસા ખરચવા બહુ બહુ સમજાવ્યું પણ તે એકનો બે ન થયો. અંતે આ માણુસ પોતાની હઠને લીધે મૃત્યુ પામ્યો. નહિ તો આ માણુસ દાક્તરી સારવાર અને સારી માવજતથી જલ્દી સાજો થઈ જતે.

વિદ્યાર્થી—સાહેબ, આ ઘણુંજ ભયંકર છે.

શિક્ષક—હું તમને આથી પણ વધુ ભયંકર દાખલો આપીશ.

યુરોપની અંદર એક લક્ષાધિપતિનો દાખલો છે. આ માણુસ એમ કહેવાય છે કે ભૂખમરાથી મરણુ પામ્યો અને તે મરી ગયો ત્યારે બેંકની હિસાબની ચોપડી પોતાની છાતીએ લઈ સુતો હતો. આ ચોપડી જોતાં માલમ પડયું કે તે માણુસે બેંકમાં લાખો રૂપીઆ જમા કરેલા હતા, અને તેમ છતાંયે તે ભુખ વેઠી મરણુ પામ્યો.

જે સ્વાર્થી મનુષ્યો પોતાના કુટુંબ, કે બાળકો કે પોતાને માટે કંઈ પણ કરી શકતા નથી તેઓ બીજાનું કાંઈ પણ ભલું કરે

એ આશા રાખવી વ્યર્થ છે. હું તમને એક પૈસાદાર માણસની સાચી વાત કહીશ, જેને હું સારી પેઠે જાણતો હતો. તેને એક પણ સંતાન ન હતું અને તે છતાંયે તે મરી ગયો ત્યારે એક પાઈ પણ ધર્માદામાં આપી ગયો નહિ. તે હિંદુ હતો. આપણા રિવાજ પ્રમાણે માણસના મરણ સમયે તેનું નામ રાખવા કંઈક ધર્માદામાં આપવામાં આવે છે. આ માણસ જ્યારે બેભાન અવસ્થામાં હતો ત્યારે તેની પત્નીએ ત્યાં ભેગા થએલા લોકો આગળ એક લાખ રૂપીઆ ધર્માદામાં આપવાની ઈચ્છા પ્રદર્શિત કરી. આ મરતા માણસે પોતાની અર્ધજાગૃત અવસ્થામાં આ શબ્દો સાંભળ્યા અને એકદમ પોતાની આંખો ઉઘાડી કહેવા લાગ્યો કે ધર્માદામાં કંઈ ન આપશો. કોણ કહે છે કે હું ધર્માદામાં પૈસા આપું છું. આમ કહેતાં કહેતાં તે બેહોશ થઈ મરણ પામ્યો. તમે જોઈ શકશો કે આ માણસ જાણતો હતો કે હું મરી જઈશ અને પૈસાથી સદાને માટે છૂટો પડીશ તો પણ તે ધર્માદામાં એક પણ પાઈ આપવા ઈચ્છતો ન્હોતો. સ્વાર્થવૃત્તિ આપણા મન અને આત્માનું કેટલું પતન કરે છે તે તમે જોઈ શકશો. હું ધારૂં છું કે હવે તમે સમજી શકશો કે (કંજુસ) સ્વાર્થવૃત્તિ માણસને કેવી રીતે રાક્ષસ બનાવે છે.

વિદ્યાર્થી—સાહેબ, સ્વાર્થવૃત્તિ એ ઘણી જ હલકી વૃત્તિ છે.

શિક્ષક—સ્વાર્થીપણું મનુષ્યોના જીવન પર અસર કરે છે એટલું જ નહિ પણ કાયદેસર સ્થપાયેલા મંડળોને પણ તેથી ભોગવવું પડે છે. હું તમને થોડાંક ઉદાહરણો આપીશ. કોઈ એક ગામડું હતું અને તેની અંદર લગભગ સોએક ઘરો હતાં. એક પૈસાદાર માણસના ઘરમાં પાંચ છ ધાડપાડુઓ પેઠા. બીજા બધા ગામડિયાઓ પોતાના ઘર અંદરથી બંધ કરી બેસી રહ્યા અને તેની મદદે ગયા નહિ. લુંટારૂઓએ તે પૈસાદાર માણસને લુંટયો એટલું જ નહિ પણ સવાર પહેલાં તેમણે બને તેટલાં ઘર લુંટયા. જે જે વર્તમાનપત્રોએ આ બનાવની નોંધ લીધી તેમણે એવો

અભિપ્રાય દર્શાવ્યો કે જો બધા ગામડિયાઓએ ભેગા મળીને એક સાથે ચોરોનો સામનો કર્યો હતે તો કોઈ પણ લુંટાતે નહિ. પણ દરેક પાડોશીએ પોતાના સ્વાર્થનો જ વિચાર કર્યો અને એથી પરિણામ એ આવ્યું કે બીચારા કેટલાંયે કુટુંબો લુંટાઇ ગયા. આ વસ્તુ સાબિત કરે છે કે જ્યારે દરેક માણસ પોતાનો સ્વાર્થ સાધવામાં રચ્યો પચ્યો રહે છે ત્યારે દુશ્મન બધાનો નાશ કરે છે.

હું જે શહેરમાં રહું છું તેની નજદીક એક ગામડામાં બનેલા બનાવને હું જાણું છું. તે ગામડામાં ધાડપાડુઓ એક પૈસાદારના ઘરમાં લુંટફાટ કરવા ઘુસ્યા હતા. નંબરદારે પોતાના બળવાન છોકરાને આ પૈસાદાર પાડોશીની મદદે જવા કહ્યું. આ બહાદુર છોકરો ધાડપાડુઓ ઉપર તૂટી પડયો. પરિણામે બધા ધાડપાડુઓ પકડાઈ ગયા અને તેમને સખ્ત માર મારવામાં આવ્યો. આ એક જ જુવાનના બહાદુરીભર્યા આત્મભોગે આખાયે ગામને ધાડપાડુઓના ત્રાસથી બચાવ્યું.

હિંદુસ્તાનના ભૂતકાળના ઇતિહાસ તરફ તમે જોશો તો તમને માલમ પડશે કે સ્વાર્થવૃત્તિએ અનેક રાજાઓમાં કેટલો કુસંપ ફેલાવ્યો હતો જેને પરિણામે શત્રુઓ એક નાના સરખા લશ્કરથી બધાને સ્હેલાઇથી જીતી શકયા.

આજ પ્રમાણે મોટી વ્યાપારી પેઢીઓની અંદર આપણા મતલબીપણાને લીધે જ વેપારધંધાનો નાશ થાય છે. જ્યાં જ્યાં સ્વાર્થવૃત્તિનું સામ્રાજ્ય હોય છે ત્યાં તે બીજાને હાનિ કર્યા સિવાય રહેતું નથી.

વિદ્યાર્થી—સાહેબ, સ્વાર્થવૃત્તિ આપણો નાશ કરે છે એટલું જ નહિ પણ તે કાયદેસર સ્થપાયેલ મંડળીને પણ હાનિ પ્હોંચાડે છે.

શિક્ષક—એથી ઉલ્ટું, ભલમનસાઈ મનુષ્યનાં જીવનમાં શાંતિ અને ઉચ્ચ પ્રકારનો આનંદ લાવે છે અને જાહેર સંસ્થાઓને પણ

બળવાન બનાવી તેનો અધિક વિકાસ કરે છે. હું તમને થોડાક દાખલા આપીશ.

મેં એક બાઇની વાત વાંચી હતી, જેની જીંદગી ઘણી જ દુઃખભરેલી હતી. તેનો પતિ આબરુદાર અને પૈસાવાળો હતો અને તેમને બે છોકરા હતા. એક દિવસ તેનો લગભગ પાંચ વર્ષની ઉંમરનો મોટો છોકરો રમતાં રમતાં પડી ગયો અને તરતજ મરણ પામ્યો. આ બાઇને આ બનાવથી ઘણોજ આંચકો લાગ્યો. મહિનાઓ સુધી તે ઘણાજ મહાન શોકમાં ગરકાવ રહી. તેના હ્રદયમાં પડેલો ઘા હજી તાજો જ હતો, એવામાં તે બાઇનો બીજો છોકરો પણ મરણ પામ્યો. હવે તેની ધીરજની કસોટી થતી હતી. તેનું મન હવે તદ્દન અસ્થિર દશામાં રહેતું. થોડાંક મહિના પછી તે બાઈને ખબર પડી કે તે એક બાળકને જન્મ આપવાની છે. આથી તેના હ્રદયને થોડીક શાંતિ મળી. તેણે એક પુત્રીને જન્મ આપ્યો. બે કે ત્રણ વર્ષો પછી તે બાઈ એક બીજી પુત્રીની પણ માતા બની. તે હવે સંતોષથી રહેવા લાગી. છોકરીઓ મોટી થઈ ત્યારે તે તેમને કહેતી કે તમે કોઈ લગ્ન કરશો નહિ કારણ તમે પરણી જશો તો મારાથી છૂટાં પડી જશો અને હું તમારો વિયોગ સહન કરી શકીશ નહિ. પણ વર્ષો પછી એક પછી એક તેની છોકરીઓ પરણી ગઈ. દુર્ભાગ્યે બન્ને પરણીને મરણ પામી. અને ત્યાર પછી તેમના પતિ પણ મૃત્યુ પામ્યા. આ બાઈને માટે આ આખોયે બનાવ ઘણોજ શોકકારક હતો.

તે બાઇના ચિત્તને કોઇ પણ જગ્યાએ સાંત્વન ન મળ્યું. તે આવી ગાંડી જેવી સ્થિતિમાં પોતાના વર્ગમાં ભણતી એક બ્હેન-પણીને મળવા ગઈ જે ત્યાંની સ્થાનિક શાળા ચલાવતી. આ જગ્યાએ આ દુઃખી બાઇને વિશ્રાંતિ લેવા માટે આશ્રયસ્થાન મળ્યું. તે છોકરીઓની જરૂરિયાતો ઉપર ધ્યાન આપતી અને અઠવાડિયા પછી તેણે બીજા ઘણા કામો પોતાની મરજીથી ઉપાડી

લીધાં અને મહિના દહાડાની અંદર તે સદંતર બદલાઈ ગઈ. છોકરીઓને આત્મભોગ આપનાર માતા મળી, અને બીજાના દુઃખોને દૂર કરવામાં પોતાનું દુઃખ પોતે ભૂલી જઈ શકી. એ માટે આ દુઃખી બાઈના મનમાં પરમ આનંદ પ્રગટ થયો. આ ઉપરથી તમે જોઇ શકશો કે દુઃખથી પડેલા ગમે તેટલા ઉંડા ઘા બીજાની સેવા કરવાથી રૂઝાઈ જઈ શકે છે.

એક દિવસ મેં એક છોકરીની વાર્તા વાંચી. તે છોકરી દેખાવે તદ્દન સાદી હતી અને એનું લગ્ન એક પૈસાદાર પણ આંધળા માણસ સાથે થયું હતું. આ છોકરી પોતાના આંધળા ધણીની રાતદિવસ સેવા કરવામાં ઘણોજ આનંદ પામતી. એક દિવસ આ બાઇ ને તેનો ધણી જે જગ્યાએ રહેતાં હતાં ત્યાં એક પ્રખ્યાત આંખનો દાકતર આવી પહોંચ્યો. આ બાઇ પોતાના ધણીને આ દાકતર પાસે લઈ ગઈ. દાકતરે દવા આપી અને સારા નર્સીએ આ પૈસાદાર માણસની આંખો સુધરી ગઈ. તેણે પોતાની સ્ત્રીને અગાઉ ક્યારે પણ જોઇ ન્હોતી, એથી તેની આટલી સારી માવજત પરથી તેના ધણીને લાગ્યું કે તે ઘણીજ સુંદર હોવી જોઇએ. તેને દેખાવા માડ્યું એટલે તેણે નર્સને કહ્યું કે મારી સ્ત્રીને અહીં મોકલો. તેની સ્ત્રી નર્સની બાજુમાંજ ઉભેલી હતી પણ તે એકદમ સાદી હોવાને લીધે તેજ સ્ત્રી તેની પત્ની છે એમ તે ન ધારી શક્યો. જ્યારે નર્સે તે સ્ત્રીને બતાવી કહ્યું કે આ તમારી પત્ની છે ત્યારે તે આભોજ બની ગયો. છોકરીએ આ જોયું અને તે દોડતી દોડતી ઇસ્પીતાલમાંથી બહાર નીકળી ગઈ. રસ્તામાં તે કોઇ મોટર નીચે ચગદાઇ ગઈ ને બેભાન થઇ ગઈ. કોઈ સારો માણસ તે બાઇને પોતાને ઘેર લઇ ગયો અને તેની સારવાર કરી. કેટલાંક દિવસની સારવાર ને મહેનત પછી તે માંદગીમાંથી પાછી ઉઠી. આ ભલા માણસને કોઈ સંતાન ન્હોતું. એથી તે આ છોકરીને પોતાને ઘેર રાખવા માગતો હતો. પણ છોકરીએ ના પાડી. તે બાઇએ તેમને

વિનંતી કરી કે તમે આંધળાની ઈસ્પીતાલમાં મને નોકરી અપાવી શકશો તો હું તમારી આભારી થઇશ. અને તેણે તેજ પ્રમાણે કર્યું. આ પ્રમાણે આપણે જો ભલમનસાઈની ભાવના કેળવીએ તો આપણા જીવનના મોટામાં મોટા દુઃખો પણ દૂર થઈ જાય.

આ ભલમનસાઇની ભાવના તેના સાચા સ્વરૂપે પ્રગટે છે ત્યારે તે આશ્ચર્યજનક પરિણામ લાવી શકે છે. 'સાયન્સ ગ્રાઉન્ડેડ રીલીજીયન' નામના માસિકમાં અમે એક લક્ષાધિપતિ અમેરીકનની વાત પ્રગટ કરી હતી જે ભલમનસાઈને પોતાના પ્રાણરૂપ સમજતો. આ માણસે જુદા જુદા નામોથી કેટલીયે ધર્માદા સંસ્થાઓ સ્થાપી. જયારે તે વૃદ્ધ થયો અને તેની પાસે હજી પુરતા પૈસા હતા ત્યારે તેણે એક ઓફિસ ઉઘાડી વીસ કારકુન રોકયા. આ કારકુનોનું મુખ્ય કામ પોતાની જુદી જુદી સંસ્થાઓ સાથે પત્રવ્યવહાર કરી પોતાના ફંડમાંથી બીજા નવા નવા સ્થળોએ આવી ધર્માદા સંસ્થાઓ સ્થાપવાનું હતું.

આપણે જાણીએ છીએ કે કેટલાંયે લોકો પૈસા મેળવવા માટે ઓફિસો ચલાવે છે. જયારે આ માણસ પૈસા એકઠા કરવા માટે નહિ પણ પૈસા છૂટથી આપી દેવા વીસ કારકુનોનો ખર્ચ ઉપાડતો હતો. આવાં માણસો નિઃસ્વાર્થભાવે કરેલી સેવાનો આનંદ પ્રાપ્ત કરે છે એટલું જ નહિ પણ દંતકથામાં વર્ણવેલા સાપની જેમ પોતાની એકઠી કરેલી મિલ્કત ઉપર ચોકી રાખવાની ચિંતામાંથી પણ તેઓ મુકત થઈ શકે છે. ભલમનસાઇ મનુષ્યના આત્મામાં રહેલી પવિત્ર તેજની ચિનગારી છે.